# ગજરા

## ભાગ ૧ લો.

રચી પ્રસીદ્ધ કરનાર

ઈશ્વરલાલ મોહનલાલ ત્રિવેદી;

સેકન્ડીયર શિક્ષક

—: પ્રસીદ્ધ કરવાનું ઠેકાણું :—

રાંધેજા તા૦ કલોલ

આવૃત્તિ ૧લી.

સંવત. ૧૯૭૬.          સને ૧૯૨૦.

કીંમત આઠ આના

# પ્રસ્તાવના



સુજ્ઞ મહાશય, વાંચકો અને સન્નારીઓ, આધુનિક સમય સાહિત્યમાં ઘણોજ વધી ગયો છે. તમારા વાંચવામાં પ્રાંચીન મહાન કવિ કાલિદાસ, પ્રેમાનંદ, શામળભટ, દલપતરામ વિગેરે, તથા હાલના કવિ જેવા કે કલાપી, નરસિંહ રાવ ખબરદાર, લલિત વિગેરેનાં કાવ્યો આવ્યા હશે. અગર તેમની પ્રશંસા પણ સાંભળી હશે. આથી આપનું મગજ સાહિત્યના શિખરમાં રમતું હશે, જો કે મેં તો ફક્ત સાધારણ ગુજરાતી કેળવણી લીધેલી છે. ને ઇશ્વરેચ્છાથી કેટલોક વખત થયાં શિક્ષકનો ધંધો પ્રિય ગણી તેજ પ્રવૃત્તિ જારી રાખી છે. મારી ધારણા આ નોવેલ લખવાની ઘણા વખતથી હતી, તે આજે પરીપૂર્ણ નીવડવાથી પરમ કૃપાળુ પરમાત્માનો આભાર માનું છું. વળી તેમાં મેં જેમને અર્પણ પત્રિકા અર્પણ કરેલ છે, તેમનો સવિનય ઉપકાર માનુ છું.

મારી અલ્પ મતિથી ફક્ત કલાપીના જુજ ફકરા લઇ મનસ્વી આ નોવેલ લખાયલું હોવાથી અંદર થએલા દોષો સુધારી લેવા પ્રેક્ષકોને વિનંતી કરૂં છું.

ભણતાં પંડિત નીપજે, લખતાં લહીઓ થાય;

ચાર ચાર ગાઉ ચાલતાં, લાંબો પંથ કપાય.

વળી કહ્યું છે કે,

પ્રયત્ન કરનર પૃથ્વીમાં, સિદ્ધ થવા નિજ અર્થ;

કૈક ગએલાં રાજ્યને, મેળવી શક્યા સમર્થ.

શિવાજી કોણ હતો ! કેવી રીતે રાજા થયો ? આ જોતાં મને ખાત્રી થાય છે, કે પ્રવૃત્તિથી મનુષ્ય ઉંચ્ચ આશાઓ પાર પાડી શકે છે. મારી ધારણા ફક્ત એટલીજ હતી, કે હાલ કંઈક વિચારો જનસમૂહમાં મૂકવા ને પછી તરી આવતા દોષો જણાઈ આવેથી સુધારો વધારો કરી બીજો ભાગ બહાર પાડવો.

આજ કારણે આ મારો ગજરા ભાગ ૧લો બહાર પાડી આપના હસ્ત કમળમાં મૂકવાની વાંચકોની રજા લઉં છું.

લેખક,





શેઠ સાહેબ નાગજીભાઈ રામદાસ
( જન્મ સંવત ૧૯૩૭.)

# અર્પણ પત્રિકા.



## શ્રીયુત્ શેઠ સાહેબ નાગજીભાઇ રામદાસ

### રહેવાસી કુરતીકોઇ તા. ડભોઇ

આપ અહરનિશ પરોપકારી કાર્યોમાં ભાગ લઈ, આ જીંદગી અચળ કરી દીપાવી રહ્યા છો. તેમજ કુરતી કોઇ ગામે શાળાનું પાકું મકાન બંધાઈ, બાળકો ઉત્સાહથી સ્વભાવાનું જ્ઞાન મેળવે, આ કારણથી રૂ. ૧૫૦૦) સરકારમાં ભરી મકાન બંધાવવા યોજના કરી છે. ને તે ટુંક મુદતમાં બંધાઈ જવા સંભવ છે, વળી ડભોઇ કસ્બામાં ટાવર તથા લાયબ્રેરી થતા પહેલાં સ્વજ્ઞાતિમાં નિવારક ઉત્સાહ ફેલાવવા રૂા. ૧૫૦૦) ભરી તે કાર્યમાં મદદ કરી છે. આવાં દરેક કાર્યોમાં આપ આગળ પડતો લાભ લો છો. પરમાત્માએ આપને સંતતિમાં હાલ ત્રણ પુત્ર તથા ૭ પુત્રિયો આપી છે.

આપે મ્હને આ પુસ્તક છપાવવામાં પુરેપુરો આશ્રય આપી ઉત્તેજન આપ્યું છે. ચાલુ સાલે આપના ચી. ભ. અમ્બાલાલ તથા ભાઇલાલનાં શુભ લગ્ન મહાવદી ૬ને વાર મંગળે, તથા મહાવદી ૧૦ ને વાર શનિના પવિત્ર દિવસોએ હોઈ, આ લગ્ન સુખરૂપ, નિર્વિઘ્ને શાન્તિથી થાય, ને પરમાત્મા ત્હેમને યાવચ્ચંદ્ર દિવાકરૌ, સુખ, શાન્તિ, યશ ને વિદ્યાનો અખૂટ ભંડાર અર્પણ કરે, તેવી પ્રાર્થના કરી આ મ્હારૂં પુસ્તક મંગળકારી પ્રસંગમાં આપનો તથા ચી. ભ. બાળકોનો ફોટો આ સાથે પ્રેક્ષકોની ખાસ દૃષ્ટિ ખેંચવા મૂકું છું પરમાત્મા ત્હમને દીર્ઘાયુ અર્પે અસ્તુ.

લી૦ હું છું. આપશ્રીનો નિખાલસ

પુસ્તકનો કર્તા.

## રા૦ પરસોતમભાઈ બાજીભાઈ પટેલ.

**રે. ફરતીકોઇ તા. ડભોઈ.**

હું કેટલાક કારણે વડોદરે જતો હતો. તે દરમ્યાન મ્હને આપ ત્રેનમાં મલ્યા હતા. આપના તરફથી શ્રીયુત નાગજીભાઈ રામદાસની કેટલીક ઓળખ થઈ. આપ ત્હેમના બાળસ્નેહી ને વેપારના સાથી છો એ સમાચાર મ્હને ત્હમારા ગામે આવ્યા પછી મલ્યા. આપની જ્ઞાતીમાં કંઇક વિદ્યાએ આપના તરફ રહેમ નજર કરી સ્વમાન ને, સ્વજ્ઞાતીનું હિત જાળવવા તથા કેટલાંક પરોપકારી કાર્યોમાં ભાગ લેવા બક્ષીસ આપી છે. તે ત્હમો ત્હમારા સ્નેહીની સાથે રહી અહરનિશ કર્યાં કરો ઇ. પરમાત્મા આપ બન્નેનો સ્નેહ કાયમ રાખી ત્હમને સુખ, શાન્તિ ને યશનો અખૂટ ભંડાર અર્પણ કરે એવી વિજ્ઞપ્તિ કરૂં છું.

## રા૦ વેણીશંકર ગંગારામ પંડયા,

**વઢવાણુ તા. ડભોઈ સ્કુલમાસ્તર.**

ત્હમારી કેટલીક પરોપકારી વૃત્તિઓ ને સ્વમાનની લાગણી જોઇ મારા અંતઃકરણથી પરમાત્મા ત્હમારી ધારણાઓ સફળ કરે એવી વિજ્ઞપ્તિ કરૂં છું.

લી૦ હું છું આપશ્રીનો

" ત્રિવેદી. "

ગજરા ભાગ ૧લાનો કર્તા.

(ગજરા ભાગ ૧ લો)

અનુક્રમણિકા.



# ( પદ્ય )

---

## ઈશ્વર સ્તુતિ.

" પરેશા નિરખીને મેં તુજ કૃતિ અહા શી અવનવી;
" નિહાળ્યું સૃષ્ટિમાં, શ્રમ કઇ ચરણને મન મથી.
" થયો છું નિશ્ચયી, પ્રભુ તુજને હું સ્મરણવા;
" થયેલા દોષોની વિનતી કરૂં ભસ્મ કરવા.
" હજારો ભકતોની, પુરણ કરી આશ સઘળી;
" પશુ, પક્ષી, જંતુ, સર્વે મળી શોક હરતાં.
" સદા પોષે અમને, અર્પણ કરીને રસસંતાં;
" અહા દેખી હું તો, તતપર થયો ધ્યાન કરવા.
" તરંગો મારા આ, પુરણ કરૂં આજ કલપી;
" ઘણી ઉર્મિ સાથે, નમન કરૂં તુજ તનથી.
" સદા વ્હારો હું છું, પુજન કરૂં આપ ચરણનું;
" હતી ચિન્તા મારે, પણ ટળી ગઈ નાથ સઘળી."

( અપૂર્ણ )



# ગુજરા.

## ભાગ ૧ લો.

લાવ્યો આજે દિવસ સુખનો, ધારી હિમ્મત હું થી;
પોષણ કરજે મમેચ્છાને, પ્રેમાર્ધ બની હું થી.
શંભુ સુતના આશરે, આરંભુ કંઇક નવીનતા;
સરસ્વતિ વરાજે હૃદયે, પામું કંઇક સફળતા.

---

### પ્રકરણ ૧ લું.

### ઉભયનું નિડરપણે દેશાટન



ગીરીના દુંદભૂજોએ પોતાના સમ્પુટમાં ભાનુને કેદ કર્યો હતો. છતાં પોતે કાસાર તરફ દ્રષ્ટિ ફેંકી, હું છું, એમ દુનિયાને ભાન કરાવતો હતો. વૈશાખ માસની કૃષ્ણ પક્ષ ચાલતી હતી. આ અરસામાં એક સ્ત્રી પુરૂષનું યુગ્મ યુવાવસ્થાએ આવેલું સડકે ચાલતું હતું. પોતે ઉંચી કોમનાં યાત્રાએ નીકળેલાં હોય તેમ જણાતાં હતાં. શહેરમાં જઇ ભાટીયાની ધર્મશાળામાં મુકામ કરી, ક્ષુધા શાન્તી માટે અન્નપૂર્ણા દેવીનું સ્મરણ કરી આશાનાં બિન્દુ ક્યાં કોણ

જાણે તેમની ઉપર નિદ્રાદેવી અપ્રસન્ન હશે કે શું ? કારણ કે એકાન્તમાં પણ જાગૃતાવસ્થા જારી રાખી હતી. છેવટે બન્ને ઉંઘની પ્રબળ સત્તા તળે આવ્યાં. ને તેમની મુખાકૃતિઓ અરૂણોદયથી જોનારને આકર્ષણ કરાવે તેવી શોભવા લાગી.

આ શહેરમાં પોલીસનો કાયદો એવો હતો કે નવા આવનાર મુસાફરોને પોતાનું નામ ઠામ નોંધાવવું પડતું આઠેક વાગ્યાના સુમારે કોટવાલ ભાટીઆની ધર્મશાળામાં આવ્યો, ને ત્યાંના રક્ષકને મુસાફરોનાં નામ નોંધાવા ફરમાન કર્યું. એટલે તેણે પેલા યુવકને પુછયું.. "ભાઈ તમારૂં નામ શું ? તથા ક્યાંથી આવો છો ? આ બ્હેનનું નામ શું છે ?" યુવકે કહ્યું "મારૂં નામ બાબુલાલ ને અમદાવાદથી આવું છું." પોતાની સ્ત્રીને નામ લખાવવા કહ્યું, તેણે રંભા એવું નામ નોંધાવ્યું आकृति गुणान् कथयति બાબુલાલ એવો ભલો માણસ હતો, કે રંભાને અથાગ સુખ આપતો. વખતે રસોઈ પણ પંડે કરી લેતો.

રંભા તે રંભાજ હતી. કેવું સુંદર દ્રશ્યમાન પુતળું શું તેની નાજુકતાની ! અક્ષરે અક્ષરની નોંધ લેવા લાયક હતી. શું તમે જોયા છે ? અહા કેવા તેના મનોરંજક સપ્રમાણ કુમળી હાથની પેરી જેવા ગાલ. જેનું કવિઓ કેનુ

છે, છુટવું સુખ છે, એવા પ્રકારથી પરાવર્તન થઈ ચળકારા મારી રહ્યા હતા. અહા આવા બાલવાળી રંભા જેવું જોઇ હવે, કે તેને હૃદયાકર્ષણ થયા વિના નહિજ રહ્યું હોય. તો પછી બાબુએ પરમેશ્વરનો ઉપકારજ માનવો જોઇએ. કે આવી સ્ત્રી તેને પ્રાપ્ત થઇ.

નવ વાગ્યાનો સુમાર થયો પણ બાબુલાલને કંઈ ચેન પડયું નહિ. કારણ કે તેને ચા પીવાની એવી આદત હતી કે, અફીણીનું પણ વ્યસન સારૂં. દરરોજ તો ગંગા તૈયાર કરી આપતી, પણ અહિં કોઇ પણ પ્રકારનું સાધન હતું નહિ કે તેમ કરી શકે. કહેવત છે કે "ખાનાર પીનારના નસીબે સર્વ મળી આવે છે." અહિં તો રક્ષક જુવાનીયો હતો, તેને ચાની આદત હતી. જેથી સાધનો તૈયાર રાખતો. આ બાબતની બાબુલાલને ખબર પડવાથી, કાકાની ભાઇબંધી કરી ને આ મુકવાનું નક્કી કરી બજારમાંથી દુધ, ખાંડ લઈ આવ્યો. ગંગાને પણ ચા પીવાની મળી. એકાદ દિવસ આ સ્થળે રહી શકાય તેમ હતું કારણ બે દિવસથી વધુ રહેવાની મનાઈ હતી. ગંગાએ કહ્યું "પ્રાણનાથ હવે કંઇ વિચાર કર્યો કે નહિ ?"

"શાનો ?"

"કેમ વળી તમેજ કહેતા હતા કે અહિં વધુ નહિ રહી શકાય !"

"હા પણ તેની તને શું ચિન્તા છે? આવતી કાલે સવડ કરીશું. પણ વ્હાલી, આ જે મને કંઇક ત્હારી ઉપર જુદાજ પ્રકારનો પ્રેમ ઉત્પન્ન થાય છે. શું પરમાત્મા આ સુખનો અંત લાવવા માગતો હશે? કહેવત છે કે "ઝાઝું કરે થોડાને માટે." ખરૂંજ છે, આજનું ભવિષ્ય મને એજ સુચવે છે. કાંતો બેમાંથી એકનો કાળ થાય, યા કંઇ કાયમી વિઘ્ન આવી પડે. એક તો અવશ્ય થવુંજ જોઇએ. શું તું મને છોડીને ચાલી જઇશ? અરે ગંગા! પછી હું ત્હારા વિના એકલો રહી શકું ખરો કે? કેમ વ્હાલી બોલતી નથી!"

"અરે પ્રાણનાથ આ શું બોલો છો? આવાં ઘેલાપણાં કાઢવાં તમને કેમ ગમે છે? મને કયારનીએ ભુખ લાગી છે, જાઓને બજારમાંથી સીધું લઇ આવો. આ કાકાએ વાસણ આપવાને કહ્યું છે. આજ તો રાંધેલું જમવું છે કે નહિ? હું તમારાં કપડાં ધોઈ નાખું એટલામાં જઇને આવો."

બાબુલાલ બજાર જાય છે. ગંગા પોતાનાં તથાસ્વામીનાં કપડાં ધોઈ, કાકાની પાસેથી વાસણ માંગીને ચુલો સળગાવે છે. એટલામાં બાબુલાલ જોઇતો સામાન લઇ આવ્યો, ને ગંગાને કહ્યું કે, "હવે રસોઇ જલદી બનાવી દે."

ગંગા તો તઈયારજ હતી થોડીવારમાં દાળ, ભાત. શાક રોટલી બનાવી દીધી ને બન્ને જણે સાથે વિનોદારસ ભોગવતાં જમી પણ લીધું દિવસના કેન્દ્રનો કાળ વિશ્રાંતિ ગાળ્યો.

બપોર પછી બાબુલાલ કંઇક ચિંતામાં છવાઇ મોનધારી બેસી રહ્યા છે- એટલામાં ગંગાએ આવીને બૂમ મારી જેથી ખીજવાઇને " તને કોઈ પણ જાતની ચિંતા છે ? એ તો ખરીજ વાત છે કે સ્ત્રી ત્રણ વસ્તુથીજ આનંદ માને છે' ભવિષ્યકાળથી અજ્ઞાત રહે છે. જો કે તેમાં તમારો દોષ નથી. પણ કુદરતેજ એ શક્તિ સ્ત્રી જાતીને સોંપી નથી. એટલે ત્હારે પણ લહેરજ છે. "

" જાઓ તમને તો આવાં ટાયલાંજ આવડે છે. શું અમે દુ:ખમાં ભાગ ન લીધો ? જો હું ત્હમારીજ પેઠે ચિંતા કર્યા કરૂં તો ત્હમને વિશ્રાંતિ કોણ આપે ? એ તો એક મારે તો એક વારે, એક જન્મે તો એક મરે. એમ ન હોય તો દુનિઆ ચાલેજ કેમ ! શું પ્રાણનાથ મ્હારૂં કહેવું ખોટું છે ? "

" ના ખરૂં ત્હને ખોટું કહેવાય. આવી રૂપાળી અપ્સરા કદાપી ખોટું બોલે ! અરે પણ મ્હારો મિત્ર સવારની ટ્રેનમાં કેમ ન આવ્યો ? તેના વગર મ્હારાથી જઇ શકારો નહિ. અધુરામાં પુરા ત્હારી ચિન્તા ઘણી છે."

"એમ હોય તો હું દૂર થાઉં ?"

"ક્યા સ્થળે ?"

"દુનીઆની બહાર."

"અને પછી હું ક્યાં જાઉં ?" આમ બોલતામાં બાબુલાલ અશ્રુધારાનું દાન ગંગાને કરે છે.

"અરે આશું ? મારાથી પણ કોમળ હૃદય રાખો છો. ?" આ બન્નેનો નિખાલસ પ્રેમ એવો હતો કે આઆ ડીવસ ટકી શકે નહિ. પોતાનો મિત્ર બખતે સાંજની ટ્રેનમાં આવે, એમ ધારી ચ્યારેક વાગે સ્ટેશને ગયો. ટ્રેન આવી પણ મિત્રને ન દેખવાથી નિરાશામાં ગોથાં ખાવા માંડયો. છેવટે મુકામે આવી મગજને શાન્ત કરવા સુઇ રહ્યો છે. ગંગા બિચારી ભોળી હતી, પોતાના સ્વામીનું વચન કદાપી ઉથાપતી નહિ. સાંજ પડી, પોતાના સ્વામી હજુ ઉઠયા નહિ, એમ ધારી બોલાવવા લાગી. બાબુલાલ તુર્ત જાગી ઉઠયા, હવે કયા રસ્તે ઉતરવું તે હકીકત એને જણાવી. "દિલ્હી જવાથી પણ ફાયદો નથી, કારણ કે ત્યાં મારે ઓળખ નથી, : છતાં જો તે આવ્યો હોત તો કંઇ પણ હરકત ન હોતી. તાર કરૂં પણ વખતે બહાર ગામ ગયો હોય તો કોણ જવાબ આપે ? ને આપણે અહિં વાટ જોઈ બેસી રહેવું પડે. આપણીજ ભુલ થઈ છે, એટલે તે બદલો ભોગવવો પડે છે. નહિતર આવે

નીકળ્યાં હોત તો આટલું બધું ન થાત" અને રાત્રિ પડવાથી ગંગાને પથારી કરવાનું કહ્યું. તેણે પથારી કરીને બાબુલાલને કહ્યું.

"આજે તો કંઇ ધમાલમાં છો. ન આવ્યા તો શું થયું ? આપણું નસીબ તો પાસે છે ને ?પછી શું હરકત છે ? અતિશય વિચાર મગજની ખરાબી કરે છે." બાબુલાલને કંઇક યાદ આવવાથી "અરે પેલી પ્રાણસુખની શીશી ક્યાં છે ( મારા જોવામાં આવતી નથી." (ગંગા ગભરાય છે, પણ ધીરેથી ઉત્તર આપે છે.)

"એ તો હું ભુલી ગઇ"

"હો ભુલી ગઇ, હવે ફરી ત્હને લાવી આપીશ કે?"

"પણ યાદ ન રહ્યું જેથી શું કરૂં ?"..

"અરે એમજ કહેને કે લાવીજ નહિ. ત્યાં પણ મેં સાંભળ્યુંજ હતું. છતાં જુઠું બોલે છે. સાચુ કહેવામાં કાંઇ હરકત છે ? ચાલ મરશે હવે એ વાત જવા દે. મને આજે શરીરે આળસ આવે છે. બેઠાં બેઠાં દહાડો શી રીતે કહાડવો ?" ગંગા ઉત્તરમાં, પ્રાણનાથની સેવા ચાકરી કરવી પથારીમાં જઇ બેસે છે. આથી બાબુલાલની કંઇક સુસ્તી ઉડી જાય છે. પોતાની પ્રિયાને ધીરજ આપે છે. આ બન્નેનો પ્રેમ કંઇક ન્યુનતા ભોગવે એવો નહોતો મધુકરો પ્રેમથી કમળમાં બીડાઇ જાય છે. વળી કહ્યું છે કે—

થાકે ના બદલો કદી હઈ કુસુમ નિજ વાસ,
પ્રેમીને પ્રેમી પૂજે નહિ બદલાની આશ.

રાત્રિનો સમય ઘણો વીતી જવાથી બન્ને જણ નિદ્રા-વશ થયાં. સવાર થતાં વિહંગોની શાન્તિ ભરી કંઇક સુચવતી હોય, એવી વાણીથી પ્રવુત્તિ કરો પોતાના કાર્યમાં જોડાવા લાગ્યા.

"બાબુલાલે પણ સ્નાનાદિકથી પરવારી સ્ટેશનની તૈયારી કરવા વ્હાલીને કહ્યું.

"હવે વાર લગાડીશ નહિ, આ સ્થળે રહેવાની મુદત પુરી થઇ ગઈ છે."

"તમે કહેતા હતા ને કે ગાડી ૧૧ વાગે જાય છે."

"હા, મને જોવા દે, પેલી ગાઇડ લાવ."

"ગાઇડમાંજ બધું ભરી મૂક્યું છે. જ્યારે ત્યારે તેની તેજ." એમ કહી ગંગા ને આપે છે. ગાઈડમાં જોઈ "હજુ બે કલાકની વાર છે. કાકાને કહી ચા તૈયાર કરાવ જા જલદી નહિ તો તે ચુલા ઉપર દાળ ઓરી દેશે." ગંગાએ ચાનો મસાલો તથા દુધ કાકાને આપી ચા તૈયાર કરાવરાવી. બન્નેએ ચા પી લીધી. ને સ્ટેશને જવાંની તૈયારી કરવા માંડી. પણ બાબુલાલ તો એજ વિચારમાં છે કે કયા સ્થળે જવું. "છેવટે મથુરાની જાત્રા કરી જે તે વિચાર કરીશું."

આમ નિશ્ચય કરી, ને વ્હાલીને તે પ્રમાણે કહ્યું. ગંગાને યાત્રા કરવી પ્રિય હતી એટલે તેને પણ આ વાત રુચતી આવી. સ્ટેશને જઈ બપોરના અગીઆરની ટ્રેનમાં રવાના થયા.

ચાલતી ટ્રેનમાં બાબુલાલના મુખમાંથી કંઈક ઉદગારો પદ્ય રૂપમાં વહ્યા.

"ઘડીએ રડવું ઘડીએ હસવું, કુદરતનો એ ખ્યાલ છે;
ગુન્હાની શિક્ષા તુર્ત છે, દુનિયાની એ ઘટમાળ છે."

વળી થોડીક વાર પછી,

"ભવિષ્યમાં શિક્ષાને લાયક આ શૃંગારી માનવી, વાક્ય અધુરૂંજ મૂકી, પાસે કોઈ વૈષ્ણવ બેઠેલા હતા. તેમની પાસે જગન્નાથની મૂર્તિ, એ નામનું પુસ્તક હતું. તે લઈ વાંચવા માંડયું. ગંગાએ સાંભળેલાં વાક્યો સંબંધી પતિને પૂછવાની જીજ્ઞાસા થવાથી તે બોલી. "વ્હાલા તમોએ હમણાં શું ગાયું હતું?"

"એ તો એક પુસ્તકમાંથી એક ટુંક યાદ રહી હતી તે બોલતો હતો. પણ મને તો ભૂખ લાગી છે. માટે ભાતુ કાઢી આપ ને તારે પણ ખાવું હોય તો ખા."

બન્ને જણે નાસ્તો કરી લીધો રાત્રિના દશ વાગી ગયા હતા. ડબામાં મુસાફરો ઘણા થોડા હતા એટલે સુવાની

જગા બન્નેને મલી. બાબુલાલ વિચારોમાંથી સેજ મુક્ત થઇ નિદ્રાને સ્વાધીન થયો. પેલા સૂત્ર ઉપર ગંગાનો વિચાર ગયો. "અરે પ્રભુ મારા પ્રાણેશના મુખથી આ શબ્દો કેમ ઉચર્યાં હશે ! શું મરાથી નારાજ થયા હશે ? મેં એવો કંઈ પણ ગુન્હો કર્યો નથી, કે આમ બને હશે પુરૂષની વૃત્તિને આધીન થવું એજ સ્ત્રીનો ધર્મ છે" બાબુલાલે ઉંઘમાં પાસુ બદલ્યું. ગંગાને ઓચિન્તી ચુંક એવી આવી કે પેટ દબાવી બેસીજ રહી. બોલી પણ શકાયું નહિ. બાબુલાલ જરા જાગૃત થયો. જુએ છે તો ગંગા તો પેટ દાબી પડી રહી છે. તેને બોલાવા "વ્હાલી કેમ પેટ દબાવી રહી છે ! શું ચુક તો નથી આવતી !" ઉત્તર મલતો નથી એટલે બાબુલાલ ઉભો થઇ હાથ ઝાલીને બોલાવે છે. ગંગા ઈસારતથી સમજાવે છે કે "મને ઘણી ચુક આવે છે ને બોલી શકાય તેમ નથી." આથી તે ગભરાઇ ગયો કે "આ શું ? અરેરે પરમાત્મા એક દુઃખમાંથી બચાવતા પહેલાં બીજુંજ ઉભું કરે છે. શું તારે અમને આવી સ્થિતિ સહાને માટે આપવી છે ?" આમ મનમાં કંઇક લવતો હોય તેમ બોલે છે. પાસે સોડાવાળો હતો જેથી સોડા મંગાવીને પાઈ પણ કંઇ અસર થઇ નહિ. છેવટે જંકશન સ્ટેશન આવ્યું, અહિં પોતે ઉતરી પડયો, ને ગંગાનો હાથ ધીરેથી હાથ ઝાલીને ઉતારી. પહેલાંના કરતાં ચુક કંઇક ઓછી થઇ હતી. પણ બીજા દુઃખનો ઉપદ્રવ વધતો જતો હતો.

ભાડાની ગાડી કરી દવાખાનામાં ગયો. ડાકટરે દવા આપી પરન્તુ જોઇએ તેવો આરામ થયો નહિ. ડાકટરે બે ત્રણ દિવસ રોકાવાની સલાહ આપી. બાબુલાલને એક તો દુઃખ હતુંજ. ને આ ઉપાધિ એવી આવી પડી કે, જેવો તેવો માણસ ગભરાઇજ જાય. આ તો મુળ ચાલાક ને હોશિયાર હતો જેથી દરેક અડચણો સહન કરી ગંગાની બરદાસ કરતો. બીજા દીવસે ગંગાથી બોલી પણ શકાયું નહિ. ડાકટર પણ મનમાં ગભરાવા લાગ્યો કે આ રોગ કંઈ ઓછો થાય તેમ લાગતું નથી." બાબુલાલ પણ બે દિવસમાં શકિતહીણુ બની ગયો. ગમે તેમ હતું પણ ગંગાની તહેનાતમાંથી જરાએ આઘો પાછો થતો નહિ. કારણ તે સમજતોજ હતો કે,

"ચાહે ના બદલો કદી, દઇ કુસુમ નિજ વાસ;
પ્રેમીને પ્રેમી પુજે, નહિ બદલાની આશે.

દરેક મનુષ્યની સ્થિતિ કાયમ રહી શકતી નથી. દુઃખનો પણ વખત આવે, નાશ થાય છે. ગંગાને સેજ સેજ આરામ થવા મંડયો. બાબુલાલ પાસે પાણી માગ્યું. તે આવીને તેણે કહ્યું. " વ્હાલી જરાક તો મારી દયા લાવ ! કારણ જે દિવસથી તું માંદી થઇ છે. ત્યારથી મારાથી પુરતો ખોરાક લઇ શકાયો નથી ને મારા પગ એકદમ ઢીલા થઈ ગયા છે. માટે જરાક ઉઠને આ કાંજી પી.

ખાધાવગર શક્તિ આવવાની નથી. દવાખાનામાં કેટલા દિવસ પડયાં રહિશું ?"

"પ્રાણનાથ મારે માટે તમે ઘણું કષ્ટ સહન કર્યું છે. હું એ બદલો કયાં વાળીજ ? હવે મને કંઇક આરામ લાગે છે, આજે મને ચોખા મગની ખીચડી કરી આપો તો ઠીક."

બાબુલાલે બજારમાંથી મગની દાળ મંગાવીને ખીચડી કરી, ગંગાને ખવડાવી દુનિયામાં પ્રેમની કિમ્મત અંકાતી નથી તે આનુંજ નામ. વાંચકો તમોએ પણ સેંકડો સ્ત્રી પુરૂષો જોયાં હશે. પણ આવાં તો જવલ્લેજ હશે. ગંગાની તબીયત હવે ઠીક થવાથી પોતાના પ્રાચીન મુકરર કરેલા માર્ગને સ્વાધીન થયાં. મથુરાં જવાનો વિચાર અધાપી સુધા હતો તે હવે બાબુલાલે ફેરવી નાખી બીજાજ સ્થળે જવા નક્કી કર્યું ને રસ્તામાંથીજ બીજી ટ્રેન બદલી.

મેવાડમાં સંગરાણાની રાજધાની ચિતોડ ઘણું જુનું તેમજ જોવા લાયક છે. અહિં બી. બી. શી. રેલ્વેનું સ્ટેશન પણ પત્થરથી બાંધી ઘણુંજ શોભાયમાન કરેલું છે. આ સ્થળે સાંજના છની ટ્રેનમાં બાબુલાલ પત્ની સહ ઉતર્યો પોતાને જવાનું સ્થળ અહિંથી અઢાર માઇલ દૂર હતું. જો કે ઘોડા ગાડીનું સાધન હતું. પણ રાત્રિના ટાઇમે જવું વ્યાજબી ન હોવાથી બાબુલાલે ધર્મશાળામાંજ મુકામ કર્યો.

પ્રાતઃકાળે ચારેક વાગ્યાના સુમારે આ બન્ને ઘોડા-ગાડીમાં બેસી મુકરર કરેલા સ્થળે જવાને વિદાય થયાં. દશ વાગે આ સ્થળ આવ્યું. અહિં ભાડાનું મકાન લઈ બાબુલાલે પોતાનો સામાન મૂકયો. ને જમવાની વ્યવસ્થા એક બ્રાહ્મણ મારફત એવી રીતે કરી કે, હરરોજ થાળી મુકામે આવીને ઢાંકી જાય. આજે બારેક વાગે જમી રહ્યા પછી પરમાત્માનાં દર્શન કરી, ગંગાને જુદાં જુદાં ઐતિહાસિક સ્થળો બતાવવા બાબુલાલ રોકાયો. સાંજના છ વાગ્યાના સુમારે પરત આવી, ભોજનથી પરવારી ઘરના માલીક પાસેથી ખાટલો માગી શ્રમિત થયેલો હોવાથી બાબુલાલ સુઈ ગયો. સેજ ઉંઘ આવી, પણ સ્વસ્થ થઈ હવે કયા રસ્તે ઉતરવું તે વિચારમાં આવ્યો. પોતે જે મિત્રની સાથે દેશાટન કરવા નીકળેલો, તે ન આવી શકયાથી આનાથી આગળ જઈ શકાય તેમ નહોતું. કારણ કે એક કામ ને દો કાજ કરવાનાં હતાં. દેશાટનની સાથે ઉદ્યમ પણ કરવાનોજ હતો. જો અહિં બેસી રહે છે તો ખર્ચી ખુટી પડે છે. "મિત્રને તાર કરવાથી કદાપી ન આવે તો પણ ઉપાધિજ હતી." આમ હજારો તરંગોમાં છેવટે જ્યાં જઇ મિત્રને બોલાવી લાવવો, અગર તે કહે તે સ્થળે જઇ ઉદ્યમ કરવો એ નિશ્ચય ઉપર આવ્યા. " પરન્તુ બે જણની ટીકીટ ને ખર્ચી

જેટલા પૈસા હતા નહિ. માટે હું એકલોજ ત્યાં જઇ જે તે નક્કી કરી પુનઃ અહિં આવી એને તેડી જઇશ." આમ નક્કી કરી ગંગાને કહ્યું કે "હું સવારે મારા મિત્રની પાસે જવા ધારૂં છું. તારે અહિં રહેવું પડશે, આ મકાનના માલીક સાથે બંદોબસ્ત કરતો જઇશ, કે વખત બે વખત મદદ કરશે. કેમ ગમશેને ?"

પોતે પ્રાણેશ શું કહે છે. એ જાણે સમજતીજ નથી, એવાં આવેશમાં આવી, અરે પ્રભુ! હજુ તું ક્યાં સુધી ચિન્તાના રાજમાં રાખીશ.

"ગંગા સાંભળતો ખરી" "હા"

"હા, સાંભળું છું." "કોને ?"

"મેં શું કહ્યું ?" "આપણને"

"કંઇએ નહિ." "ત્યારે અહિં દુખ ભોગવો છો ?"

"એ મારે જવું છે." "હા"

"ક્યાં ?" "કયું ?"

"મારા મિત્રની પાસે" "પૈસાનું"

"મને મુકીને ?" "ત્યાં શું કરશો ?

"હા" "કંઇ પ્રવૃત્તિમાં જોડાવું તેનો વિચાર"

"શા માટે ?" "ત્યારે મને શા માટે અહિં મુકો છો ?"

"દુખી થવાને" "હું પુનઃ તને તેડવા આવીશ."

"ક્યારે ?" "શું આ બીના સત્ય ધારો છો ?"

મંગા જાણે ઠપકો આપતી હોય તેમ

" છો તમો નિષ્ઠુર હૃદયના ધારો ન કંઈ વિચાર;
અર્ધાંગનાને મુકો એકલા નહિ સ્વજનકે આધાર."

વળી પુનઃ બોલે છે

" છે પુરૂષોની સત્તા સ્ત્રી ઉપરે,
ભલે મરે કે જીવે કંઈ દાઝ નવ ધરે"

" પોતે દરેક બાબતમાં સ્વતંત્રજ રહે છે. પણ તેનો ઉપયોગ શું આવી રીતે થઈ શકે ? સોનાની કટાર પેટમાં મરાતી નથી."

" વ્હાલી આમ અધીરી ન બન. જરા સમયને માન આપ, કે સુખી જીંદગી ગાળી શકીએ. તુંજ કહેને કે મને અહિં રહેવામાં શું ફાયદો છે ? ઉલટો ચિંતાનો ઘટાડો થાય છે. આ પ્રમાણે ક્યાં સુધી નભે ? તેનો ખ્યાલ છે ? " મંગા ગદ્દગદ્દ કંઠે બોલી.

" પણ તમો પાછા ક્યારે આવશો ? "

" લગભગ આઠ દશેક દિવસ થશે. લે આ દશ રૂપિઆ આવાને માટે તો દરરોજ આવે છે તે પ્રમાણે આવ્યાજ કરશે. પરચુરણ ખર્ચ આમાંથી કરજે. આપણાં પાડોશી આ રાધાબેન, ચંચળબેન વિગેરે ઘણાં ભલાં છે. તેમને પણ હું કહેતો જઈશ કે વખતો વખત સંભાળ લે. વખતે બજારમાંથી કંઈ લાવવું હોય તો પાસે અહિંનો રખવાળ રહે

છે તેને કહે તો જઇશ કે તે લાવી આપશે. કેમ હવે તો રજા છે ને ?"

"શું કરૂં ? તમારો વિયોગ સહન કરવો એ ઘણુંજ અસહ્ય લાગે છે. પણ મારી સત્તા કયાં ચાલે તેમ છે. જો જો વહેલા આવજો હોં, નહિતર હું ઉપાધિમાં આવી પડીશ કારણ હાલનો સમય તેમજ અહિંની સ્થિતિ કેવી છે ? તે તમો પણ જાણો છો"

"વારૂ વ્હાલી જરૂર વહેલો આવીશ, બનશે તો પાંચેક દિવસમાં આવીશ" પોતે મળસ્કે ઘોડાગાડી તેના કહ્યા મુજબ આવવાથી જવા માટે તૈયાર થયો. "લે ત્યારે શું કહ્યું ? સુખેથી રહે જો કંઇ પણ ઓછું લાવે તો મારી સોગન છે." એટલામાં રખવાળ આવે છે. "ચુનીલાલજી તમો જરૂર કામકાજમાં મદદ કરજો" ગંગાએ કહ્યું "હજુ ગાડીની ઘણીવાર હશે ?

"પણ દુર જવાનું એટલે વહેલા જવું તે સારૂં" ગાડી ચાલવા માંડી, છતાં પણ ગંગા તેની પાછળ ચાલીજ જાય છે. પાછું જવાનું મન તેણીનું થતું નથી બાળુલાલે કહ્યું "અરે કુદરત તેં આ શું સૃષ્ટિ રચી છે ? વ્હાલીનો વિયોગ ? હાય પરમાત્મા 'વશુ વિના નર પશુ' એ સિદ્ધાંત મને આજે બરાબર પોતાની સત્તા બતાવી આપે છે. શું પાછો જાઉં ? ત્યારે વ્હાલીને સાથે તેડી જાઉં ?" આમ

વિચારમાં તલ્લીન બની જાય છે. ગાડીવાળો બોલી ઉઠે છે. અબે શેઠજી એ કયા ગડબડ ચલ રહી હે ? લુગાઈ કું જાને દે. તુમ્હારે વાપસતો આનેકા હે, જળ કયા હે ? દેરી હોનેસે અપકુ ગાડી નહિ મીલેગી ઔર હમકુ સ્વારી ભી નહિ મીલ શકેગા," ગંગા કહે છે.

" પ્રાણનાથ કાલે જાઓ તો શું હરકત છે ? "

" કંઇ નહિ પણ કાલે એ આની આ બોલ તો ખશે-જને ? તું હવે પાછી જા, ચોકસ કહું છું કે વધુ નહિ રોકાઉં" ગંગા કહે છે. " પ્રાણેશ મુકામે જવું, અને અહિઆં તમારા આવતા સુધી રહેવુ મારે ખરેખરજ છે. કારણ સીતા વગર મઢી સુની હતી તેમ તમારા વીના મારે તે મકાન પણ સુનું જ છે. "

. .

ગાડીવાળાએ ગાડી ઉતાવળી હાંકી મુકી. જ્યાં સુધી ગાડી દ્રશ્યમાન રહી ત્યાં સુધી ઉભયનાં ચક્ષુઓ પોતાની અકયતા ચુકતાં નહિ છેવટે ગાડી અદ્રશ્ય થયા પછી, ગંગા એક ઓટલા ઉપર બેસી નિસાસો નાખી વિચારોમાં મગ્ન થાય છે. આંખમાંથી આંસુ વહે છે, " શુ પ્રાણેશ ગયા " તેમનો વિયોગ ? " આજ જપમાળા જપતી પછી મુકામ તરફ જાય છે. ત્યાં એકાગ્ર ચિત્ત મૌનધારી આખો દિવસ ગુજારે છે, ગંગાને એકલીને ચિંતામાં જોઇ ચંચળ તથા રાધા આવીને આશ્વાસન આપે છે. સાંજ પડી હતી, એટલે સર્વ

મહોલ્લાનાં રાત્રિ કામથી પરવારી સૂઇ રહે છે, ગંગાને તો સૂઇ રહેવું ક્યાંથી ગમે ?! પણ ઘડીએ ઘડીએ વિચાર કરે છે કે "શું પ્રિય ગયા ? ક્યારે આવશે ? કેમ ગયા હશે વખતે સ્ટેશને ગાડી ન મલે ને પાછા આવે તો ? નાના એમ તો નજ બને કારણકે સ્ટેશન ઘણું દુર છે, આમ એકાએક ઉપડી જવાનું શું કારણ હશે ? હુંજ અભાગણી કે જવાની રજા આપી પણ મારા રોકવાથી રોકાય એવા ક્યાં હતા, એમના અંતઃકરણની વાત મને નહિ જણાવી તેનું શું કારણ હશે ?" એટલામાં રખવાળ ચુનીલાલજી આવીને "કેમ મૈયા આપકુ કુચ્છ તકલીફ તો નહિ હૈ ને ? ગભરાના મત હમકુ તુમારા ભાઇ સમઝ લેના."

"ના મહારાજ કંઇ જોઇતું નથી" જબ અચ્છી તરેહસેં આરામ લો." એમ કહી ચુનીલાલજી જાય છે, પણ ગંગાના તરંગોની ખાણ પૂરી થતી નથી.

"હે પરમાત્મા તારે ત્યાં મારો શું ગુન્હો થયો હતો ? કે આમ એકાએક વિયોગીની બનાવી દીધી. વ્હાલા વ્હાલા આમ અઘોર જંગલમાં મુકી તમે ક્યાં ગયા ? મારે મન આ વસ્તી નથી પણ જંગલ છે. અરે વ્હાલા બાળુ આ તમને શું સુજયું !" એમ કહી તેનો ફોટો જુએ છે.

"રડે છે હૃદય મારૂં બળે છે શરીર મારૂં,
જપુંછું નામ તારૂં નિહાળું ચિત્ર તારૂં."

---

# પ્રકરણ ૨ જું.

## પ્રીતિનું પગથીઉં ને શિક્ષણનો ઉદ્દભ,

મહા માસની શુકલ પક્ષ, વળી વાર છે સૂર્યનો.
મિતિ તો છે ચતુર્થી, દેશ તો છે અનાર્યનો,



સાંજના ચાર વાગ્યાના સુમારે એક ચઉદ પંદર વરસનો બાળક, સ્ટેશનેથી પૂર્વ પશ્ચિમ વહેતા સરીતા તરફ કંઇક ગ્લાની ભર્યો જતો હતો. તેની પાસે સામાનમાં ફક્ત એક નાની પોટલી હતી, જે દિશાએ આ બાળક ઉત્કંઠાથી ચાલતો હતો. તે તરફના રસ્તાથી અજાણ્યો હોય એમ લાગતું હતું. કારણ રસ્તામાં જે કોઈ મલે તેને રસ્તા સંબંધી કંઈક પુછતો. નદીમાં સ્નાન કરી સામે કાંઠે એક ગામડું હતું, ત્યાં ગયો. અહિં વસ્તીમાં એકલા ભીલ લોકો હતા. ગામમાં તેમજ આજુ બાજુ પુષ્કળ ઝાડી હતી આ બાળકે કોઇ દીવસ સાંભળ્યાં પણ ન હોતાં એવાં તો ઝાડ જેવાં કે તાડ, ખાખર, આમ, આટોડી, આશીતરા, ટીમરવાં, સીમડી કડાઈ, વેલાંતરો, આલ, શીસમ, ખેર, બાવળ, મહુડા, આમલી, અબોઠી વિગેરેથી ભરપુર તેમજ જંગલી જાનવરોનો પણ ભય હતો. આવા સ્થળે આ બાળક ગભરાવા લાગ્યો કારણ સ્વપ્ને પણ આવો દેશ જોયો ન હોતો. હવે અહિંથી કેવી રીતે આગળ જવું તે વિચારમાં પડયો. ગામમા ગયો

પણ તેની ભાષામાં બીજા લોકો સમજે નહિ. છેવટે ભાગી તુટી બોલીમાં સમજાવ્યું કે "મારે અમુક ગામ જવું છે. હું રસ્તાનો અજાણ્યો છું માટે એક માણસ મારી સાથે ચાલો. તમને મજુરીના પૈસા આપીશ"

એક ભીલ બોલ્યો "ભાઈ રસ્તામાં ઘણી ઝાડી છે. તમારે જવાનું ઘણું દુર છે વળી સાંજ પડવા આવી છે. કોણ આવે? તેમ છતાં જો રૂા, ૧) આપે તો કોઈને સામા ગામ સુધી મોકલું."

બાળકને બીજો કોઈ રસ્તો નહોતો કે જેથી રૂપિયો આપવાનો કબુલ કરી માણસની સાથે રવાના થયો. રસ્તામાં ડુંગરો, ખાડી, કોતર વિગેરે નજરે પડતું. તે જોઈ બાળક મનમાં કંઈક બોલ્યો—

> કથની મારી શું કહું, ભાઈ ચાલો આ હાલમાં;
> દેખાય ઝાડી અને પર્વત, છે નીર આ પાષાણનાં.
> જંગલમાં છે પશુ બિહામણાં, નથી જોયાં કો દીન;
> પ્રભુ બચાવનાર તું છે, શાને લાવ્યો આ, દીન.

એટલામાં એક ભયંકર અવાજ થયો. છોકરાએ ભીલને પુછ્યું. "એ શું થયું?" છોકરો ડરશે એમ ધારી તેણે વાત ફેરવી નાખીને કંઈક હિમ્મત રહે તેવી વાત શરૂ કરી રસ્તો કાપવા માંડયો. આ બાળકને તરસ લાગેલી હોવાથી રસ્તે કંઈક નદી જેવો વહેળો આવ્યો ત્યાં તે

ભીલને બેસવા કહ્યું. ને પોતે પાણી પીવા બેઠો. પેલાએ તે પાણી પીવાનું નથી. માટે પોશો નહિ." એમ કહી જમીનમાંથી ખાડો ખોદી પાણી કાઢીને પાયું. ત્યાંથી આગળ જતાં નજીકમાં એક ડુંગર દેખાયો, દિવસ પણ અસ્ત થયા જેવોજ હતો. આ બાળકની નજર તે ડુંગર તરફ ગઇ તો ઘણા જોસથી પોતાની તરફ એક બિહામણું જાનવર આવતાં જોયું. છેક નજીકમાં આવ્યું કે તેણે તુર્ત ઓળખીજ કાઢયો કે નક્કી આ વાઘજ છે. પેલા ભીલે પોતાની પાસેનાં તીરકામઠાં તૈયાર કરી છોકરાને ખાંધે લઇ હિમ્મતથી ચાલ્યાજ કર્યું. કારણ રાત દિવસ તેઓ જંગલમાં રહે-નારા, ને આવાતો સેંકડો વાઘો તેમની દ્રષ્ટીએ પડેલા જેથી મનમાંથી ડર નીકળીજ ગયેલો. ને કોણ જાણે દૈવી-ચ્છાથી કે, ભીલના ડરથી વાઘે રસ્તો બદલી બીજી તરફ ચાલવા માંડયું. અરૂણાસ્ત થઇ ગયો છે એટલામાં સામે તાડનો પુષ્કળ જથ્થો દેખાવા લાગ્યો. ભીલે કહ્યું ભાઇ હવે પેલું ગામ આવે છે ત્યાં સુધી મારે આવવાનું માટે તમો પણ આજે ત્યાંજ રહી જજો. દાદાનું ગામ છે " છોકરે પુછ્યું દાદા એટલે કોણ ?"

" ઠાકોર બાપુ "

મહાદેવનું શિખર રસ્તા ઉપર દેખાવા લાગ્યું. આ જોઇ આ બાળકને આનંદ થયો. કારણ એ શિવભક્ત હતો. ત્યાં

જઇ દર્શન કર્યાં. આ સ્થળે આજે ઠાકોર તરફથી બ્રહ્મભોજન થતું હતું ઠાકોર પણ ત્યાંજ હતા. આ છોકરાને જોઇ ઠાકોરે પુછયું " ભાઇ કંઈ જવું છે ? " બાળકે જવાબ આપ્યો કે " જી આજે તો આજ ગામમાં રહેવું છે. " બાળક ઉપર ઠાકોરને કંઇક વાતસલ્ય પ્રેમ ઉત્પન્ન થવાથી તેને જમવાને માટે આગ્રહ કરી પોતાની પાસે બેસાડી જમાડયો. ભીલને પણ જમવાનું મળ્યું. પછી ખુશ થઇ ગામમા તેના સગા વ્હાલાને ઘેર ચાલ્યો ગયો.

ઠાકોરે કહ્યુ "ભાઇ તારૂં નામ શું ?" "જી બાલુ છે " ઠાકોરને બીજી વ્યવસ્થા કરવાની હોવાથી વધુ વાતચીત કરી શકયા નહિ પણ બાલુને નોકર સાથે ઘેર મોકલ્યો.

આઠ વાગ્યા પછી ઠાકોર ઘેર આવ્યા. બાલુ ઓટલા ઉપર પાથરણાંમાં સુઇ રહયો. ઠકરાણીને ખબર નહોતી કે ઠાકોરે આ છોકરાને મોકલાવ્યો છે. બાલુને જોઇ ઠાકોર ગુસ્સે થયા કેમકે તેને પુરૂ પાથરવા ગોદડું પણ કોઇએ આપેલું નહોતું. નોકરોને એક બે ધોલો પણ લગાવી દીધી. એટલામાં ઠકરાણીએ બહાર આવી પતિને છોકરા સંબંધી હકીકત પૂછી. ઠાકોરે કહ્યું કે "આ આપતી જ્ઞાતીનો હોય એમ જણાય છે. એક બોલમાંજ મેં તો પરીક્ષા કરી હતી કે ઘણો ચાલાક છે. આપણે ઘણો ઉપયોગી થઇ પડશે. કેમ ત્હારો શું વિચાર છે ? "

"ભલે મારી કંઇ ના નથી મને પણ એની ઉપર વાતસલ્ય પ્રેમ ઉત્પન્ન થાય છે." એમ કહી પોતે બાળકને પૂછ્યું "ભાઇ તારૂં નામ શું ?"

"માજી, બાલુ."

"તું ક્યાં સુધી ભણ્યો છે ?" થોડુંક ઇંગ્લીશ, થોડુંક સંસ્કૃત, ને ગુજરાતી ધોરણ છ સુધી." "તને કંઇ નામાનું કામ આવડે છે ?!" "હા."

ઠકરાણીને જોઇએ તેવોજ માણસ મલી ગયો, ને વળી પ્રીતિ ઉપજે તેવો. એટલે પોતાના છોકરા બરાબર ગણીને રાખ્યો. રાત્રે બધાં જમેલાં હતાં એટલે વહેલાં સૂઇ ગયાં. બાલુનો ખાટલો મેડા ઉપર ઠકોરની કુંવરી મજરાની સાથે રાખ્યો હતો. આની ઉમ્મર કરીક વર્ષની હતી બાળકીએ પ્રાતઃકાળે ઉઠીને સ્નાનાદિકથી પરવારી દરેકને માટે ચા તૈયાર કરી દીધી. પણ બાલુ તો ઉઠ્યો એ નહોતો. ઠાકોર પણ ચા પીવા માટે તેનીજ વાટ જોઇ બેસી રહ્યા હતા. એટલામાં તે ઉઠીને દાતણ કરી નીચે આવ્યો. બધાંની સાથે ચા પીધી બાજે આ બાલુને ઘરના તેમજ બહારના તમામ કામકાજથી માહીતગાર કર્યો. પોતે ઘણો હોશિયાર હતો એટલે બીજી વખત કોઇ કામ બતલાવવાની જરૂર રહે તેમ હતું નહિ.

ઠાકોરને ગાયનનો શોખ હતો. બાલુએ પણ નાનપણમાં સંગીતની તાલીમ લીધી હતી. એટલે હાર્મોનિયમ પણ વગાડી જાણતો હતો. ઠાકોરને ત્યાં હાર્મોનિયમ તો હતું જ. સાંજે બધાએ આગ્રહ કરી બાલુ પાસે પેટી ખેલાવડાવી ને બેઘડી ગમ્મત કરાવી બાલુને આગળ જે સ્થળે જવાનું હતું તે તો આવી ગમ્મતમાં ભુલી જ ગયો. એક દિવસ તેને યાદ આવવાથી જવાની રજા માગી. ઠકરાણીએ કહ્યું. "ભાઈ હાલ જવાની જરૂર નથી. અહિં આં રહીને કંઈક માહિતી મેળવ, કેમકે આગળ જતાં ઘણી ઉપયોગી થઇ પડશે. અમને પણ તારા રહેવાથી કંઈક લાભ થશે" "શાનો?" "જો અમારે માણસની જરુર તો હતીજ. તેમાં વળી તારા જેવો વિદ્વાન ને મીલનસાર મળ્યો એટલે કેમ લાભ નહિ: જો આ ગજરા બેન છે, તેને કંઇક કેળવણી આપવી છે, એટલે તે પણ તારેજ કરવાનું છે. બોલ! અમને લાભ ખરો કે નહિ?"

"માજી પણ મારો હજુ ભવિષ્યમાં ઘણા કામ કરવાનો ઇરાદો છે. તે પુરો પાડવા અંગ્રેજી કેળવણી લેવાની છે. તે અહિં બેસી રહેવાથી કેવી રીતે લઇ શકાશે? તમને તો ઘણાએ મારા જેવા મલી રહેશે."

"પણ હમો તને જવા દેવા ઇચ્છતાં નથી. ઠીક હવે આજે તો નહીં સવારની વાત સવારમાં. એમ કહી ઠકરાણી

ઘરમાં ગયાં. બાબુ પોતના ગઇ કાલના ઠેકાણે પલંગ પાથરેલો હતો ત્યાં જઈ સૂતો. રાજસિંહ ઠાકોર પણ દારૂની લહેજતમાં સૂઇ જ ગયો. જો કે દારૂ પીતા હતા, પણ હદ બહાર જતા નહિ. આધુનિક કાળ રજપૂતોને તો ખાસ મદિરા પીયો એ માટે સર્જએલોજ છે. એમ તેઓ બધા માને છે પણ એમ સમજતા નથી કે ક્ષત્રીઓનાં મુખ્ય કર્મ કયા છે? પૂર્વના ક્ષત્રીઓ શું શું કાર્ય કરતા? ને તેમને રાજ્ય શા માટે સોપ્યું છે? આ પડતું મુકી ક્ષુદ્રનાં કાર્યો કરે છે. આથીજ આપણે જોઇએ છીએ તો પાયમાલી થયેલી છે.

"ઉંટે કર્યાં ઢેકા, ત્યારે માણસે કર્યાં કાઠડા'

બ્રહ્મણોએ પણ પોતાની ફરજો પડતી મુકી ક્ષુદ્રને પણ ન છાજે એવાં કાર્ય કરવા માંડયાં છે.

આ ઠાકોર દારૂ પીતા પણ ધર્મ ઉપર કંઈક આસ્થા રાખતા હતા. પરોપકારનાં કામ કરવાં, ગરીબોને રસ્તે ચઢાવવા, રઇતની આબાદી કરવી વિગેરેમાં બનતી કોશીશ કરવા ચુકતા નહિ.

વાંચકો આપણો નાયક બબુ, સવાર થયું છતાં ઉઠયો નથી. ગજરાએ હંમેશ મુજબ ક્યારનીએ પોતાના કાર્યથી પરવારી ચા બનાવી દીધી હતી. રાજસિંહ પણ એટલે

બેઠકમાં બાલુની વાટ જોઇ બેઠા હતા. પોતાના નોકર કામ હાને બોલાવી લાવવા કહ્યું તેણે ઉપર જઈને બાલુને જગાડયો. પોતાને ધોતીયાનું પણ ભાન રહ્યું નથી. આથી ઘણો શરમાયો ને ધોતીયું પહેરવા લાગ્યો. પાછલી બારીએ ગજરા ઉભીજ હતી. તેણે તો બાલુને જોયો ત્યારથી ચિત્ત વૃત્તિ ફેરવી હતી કે મારૂં લગ્ન આની સાથે થાય તો કેવું સારૂં. આજે તેને કંઈક બોલવાનું મન થવાથી કહ્યું કે "તમો ઘણા આળસુ ને ભાન વગરના છો, આટલો વખત થયો તો પણ ઉઠતા નથી ને ધોતીયાનું પણ ભાન રાખતા નથી." આ શબ્દોથી બાલુના અંતઃકરણમાં કંઈ જુદીજ છાપ પડી ને હસવું આવ્યું. "એ તો રાત્રે હું મોડા સુધી રહ્યો હતો જેથી ઉંઘ આવી ગઇ હતી. બાકી ઘેર તો હરરોજ પાંચ વાગેજ ઉઠતો હતો. તમો પણ વહેલાંજ ઉઠતાં હશો?" "હા. મારે તો હરરોજ ઘર વાળીને સાત વાગ્યા પહેલાં ચા બનાવવી પડે છે. આજે પણ ક્યારનાએ બાપુ તમારા સિવાય બેસી રહ્યા છે ચા પણ ઠંડી પડી ગઇ હશે જાઓ જલદી દાતણ કરી લો."

"હા હું પણ તેજ વિચારમાં છું." એમ કરી પરવારીને ચા પીવા ઠાકોરની સાથે બેઠો. રાજસિંહે કહ્યું "બાઇ આટલી ઉંઘ રાખવી સારી નહિ. રાત્રે ચાને બદલે હવેથી કોફી પીને હરરોજ તારે સુઈ રહેવું" એમ

કહી ગજરાને બોલાવી ગજરા ઓ ગંજરા "કેમ? બાપુજી" "એ હરરોજ રાત્રે બાલુને માટે કોફી બનાવવી કારણ તે બહુ ઉથાક છે." બહારથી કોઈ વૃદ્ધ પુરૂષ આવતો જોઈ બધાની દ્રષ્ટિ તે તરફ ખેંચાઈ બાલુએ રાજસિંહને પુછયું "મોટાભાઈ એ કોણ આવે છે!" "એતો અમારા ગોર બાપાલાલ છે." બાપાલાલે આવીને આશિર્વાદ આપીને કહ્યું" "દાદાસાહેબ કેમ! તબીયત તો ઠીક છે ને?" એટલામાં ઠકરાણીને દેખીને ગોર દેવે તે તરફ જોઇ "સરદારબા જયશ્રી કૃષ્ણ" "ઠકરાણી સામે જેશ્રી કૃષ્ણ કહી મહારાજને પાગે પડયાં. ગોરદેવે બાલુ સામું જોઇને ઠાકોરને પુછયું "આ કોણ છે?" એ તો અમાર મેમાન છે. કેમ ભાઇ તું મેમાન ખરો કે નહિ?" બાલુએ કહ્યું. "હા આપનો અને આપના ગોર દેવનો પણ મેમાન છું. ગોર દેવ મનમાં કંઇક ચનકયા કે આ છોકરો તો કંઈક ઓરજ દેખાય છે બડો ચાલાક છે) ભાઇ મારો મેમાન પહેલો. કેમકે દાદા ને હું જુદા નથી. પણ મારે ઘેર આવે ત્યારે ને?" "આપણું કયાં ના છે ચાલો આજે તમારે ત્યાં" એટલામાં ગજરા આવી તેને જોઇ, ગોર "કેમ બહેન સારાં તો છો ને? અભ્યાસ કયાં સુધી આવ્યો છે?

માજી એમના અભ્યાસને માટે કંઇક વ્યવસ્થા કરો, કારણ હાલ અનુકુળતા છે. બે વરસ પછી એ કામ નહિ બને."
ઠકરાણીએ જવાબ આપ્યો "હું પણ તેજ વિચારમાં છું."

"જો કહેતાં હો તો એકાદ માણસને અહિં બોલાવીએ."

"ના મહારાજ હાલ તો આ મારો બાલુ છે તે ઘણો હોશિયાર છે જેથી કોઇની જરૂર પડે તેમ નથી આજથીજ શરૂઆત કરાવીશું. કેમ વાર તો સારો છે? કે વળી કંઇ વાંધો છે?" ગોરે ટીપણું કાઢી "માજી બહુ સરસ મુહુર્ત છે, રાજા પણ આજે ગાદીએ બેસી શકે જરાએ વાંધો નથી સુખેથી શરૂઆત કરાવો." ગોરે બાલુને પુછયું.

"ભાઈ આપ કયી જ્ઞાતીના છો?"

"ગુરૂ હું ઠાકોર સાહેબની જ્ઞાતીનેજ છું."

"આપ કયી તરફથી ને શા માટે આવ્યા છો? મેં તમને કોઇ વખત જોયા નથી માટે પુછું છું. કેમકે દાદાના દરેક સગાંને તો હું ઓળખું છું, ને પ્રસંગોપાત બધાંના ઘેર પણ જઇ આવ્યો છુ." વચમાં બાલુ બોલી ઉઠયો.

"હું મુંબાઇથી આવું છું. સેજ આ તરફનો મુલક જોવા માટે નીકળ્યો છું."

"તમારો અભ્યાસ કયાં સુધી છે?!" "આપનાથી કંઇક ઓછો હશે, કારણકે આપ તો રાજદરબારી ગોર એટલે

સંસ્કૃતમાં પ્રવિણ હશે! હું તે સેજ ઇંગ્લીશ ને થોડું સંસ્કૃત જાણું છું. આપનું ગોત્ર કયું? તથા આપ કયા વેદના છે?" (ગોર મનમા કંઇક ચીડાઇને આ વળી ગોત્ર પુછવા આવ્યો છે) "ભાઇ હું શામવેદી છું ને ભારદ્વાજ મારૂં ગોત્ર છે."

આ હકીકત ગજરા બેઠી બેઠી ઘણી આતુરતાથી સાંભળતી, ને જાણે તેનું હૃદય બાલુનાં વખાણ કરતું હોય તેમ જણાતું હતું. બાલુની મનોરંજક છબી, ને તેની બોલવાની ચાતુરી, તથા તેની વિદ્યા, આ સર્વ ગજરા જોઇને પરમાત્માને સુચવતી કે "હે દયાળુ પ્રભુ જો મને સુખી કરવી હોય તે મારૂં લગ્ન તું આનીજ સાથે કરાવજે નહિતર હું જરૂર તને મારો પ્રાણ અર્પણ કરીશ. મારૂં આ વચન તું ખોટું ન સમજતો કે આ બાળકી જે બોલે છે તે સદાને માટેજ સત્ય છે" આમ વિચાર કરીને તુર્ત ઘરમાં ચાલી ગઇ.

આ બાળાના વિચારો બાલુને કંઇક અટકળથી માલુમ પડયા ને તે સમજી ગયો કે આ કંઇક મને જોઇને વિચારમાં પડી, જેથી એકદમ ઘરમા ચાલી ગઇ.

ગોર આવેલા હતા. જેથી બધાનું જમવાનું તેમને હાથેજ કરવાનું હતું. પણ શું બનાવવું તેને માટે ઠાકોરે બાલુને પુછયું "ભાઇ ત્હારે શું જમવું છે?" "ગોર કાકા કહે તે."

"બોલો મહારાજ શું રસોઇ બનાવશો? ગોરને ક્યાં લેવા જવું પડે તેમ હતું. તુર્ત કહી દીધું કે, "લાડુ."

"ના આજે તો કંઈક બીજુંજ બનાવો તો ઠીક. કેમ બાલુ બોલને શું બનાવરાવીશું"? "મોટા ભાઈ વેડમી બને તો ઠીક, મને જરા, એ વધારે પસંદ છે. કેમ બ્રહ્મ દેવ તમને ઠીક પડશે કે નહિ?"

"અમારે તો બધુંએ સોનાનું. એમાંએ ઘી જોઈશે ને એમાંએ ઘી જોઇશે. પણ ચણાની દાળ હશે કે કેમ? ઠાકોરે ગજરાને બોલાવીને પૂછયું. "કેમ બેન ચણાની દાળ છે ને?" "હા બાપુજી ઘણીએ છે." ઠાકોરને પણ વેડમી પસંદ હતી. જેથી મ્હારાજને તે ઓર્ડર આપી જોઇતી ચીજ માગી લે ને રસોઇ જલદી બને તેમ કરવા કહ્યું. ગોર જરા ચાના શોખીન વધારે હતા, અહીં દુધ ઘરની ભેંસનું તૈયાર મલે તેમ હોવાથી ચા મુકવાની ઇચ્છા જણાવી. ગજરાએ એકલા દુધની ચા બધાંને માટે ફરીથી અડધા કલાકમાં બનાવી દીધી. દરેકે ચા પીધી. પછી મહારાજ પાકશાળાના અધિપતી બન્યા.

આ ગોરને મનમાં ઘડીએ ઘડીએ એમ થતું. કે "આ છોકરૂં ક્યાંથી આવ્યું છે? છે જરા હોશિયાર એટલે આપણું ટટ્ટુ બરાબર ચાલવા દેશે નહિ, અને ઠાકોર, ઠકરાણી તો જાણે પોતાનો સગો ન હોય તેમ વર્તે છે, આ ચેલી છોકરી તે પણ તેવુંજ બોલે છે. અધુરામાં પુરૂં વળી

તેને ભણાવશે એટલે શું બાકી રહેશે? બન્નેની નાની ઉ-મ્મર ને એક જ્ઞાનનાં તેમાં આખો દિવસ એકઠાં રહેવાનું મળશે. સાલુ ન બનતું હોય તે પણ બને. બળ્યું એ બધાની મારે શી પંચાત?! પણ મારી આમદાનીમાં ઘડ કો કરે તેના માટે શું વિચાર કરવો? કંઈ ઘાટ ઘડવો તો ખરો. નહિ તર જગ્યા પછી કંઇ વળશે નહિ."

મહારાજે ચણાની દાળ ઓરી હતી તે આ વિચા-રમાંને વિચારમાં બળી ગઇ. જયરે વાસ આવી ત્યારે જઇને જોયું. જોતાંવાર ગભરાયા કે "હવે શું કહેશે? ફરી દાળ ઓરવીજ પડશે. જો માજીને કહીશ તો ગુસ્સે થશે માટે લાવ ગજરાને છાનો માનો કહી, દાળ લઇ આવું." ગજરા ઘણી સમજુ હતી. મહારાજને તુર્ત દાળ આપી; પછી દાળ, ભાત, કઢી; શાક, અને વેડમી મહારાજે તૈયાર કરી દીધાં. ગોરનો ધંધોજ હતો, એટલે વેડમી તો સારી બનાવી જાણતા હતા. દરેક પોત પોતાના આસને બેસી ગયાં. સાથે ગજરા પણ જમવામાં હતી. ભોજનાન્તે બાલુએ ગોરને આગ્રહ કરીને વેડમી લેવડાવી. ઘી, ઘરનીજ ભેંસનું હતું, જે દરેકને વાડકીઓમાં મૂકવામાં આવ્યું હતું. મિષ્ટાન્ન ઉપર દરેક બ્રાહ્મણને પ્રીતી તો હોયજ પણ ઓછા વત્તા પ્રમાણમાં હોય છે. આપણા બાપાલાલને તો કહેવુંજ શું? જો લાડુ હોય તો દશકાથી ઓછા લે

નહિ ને આજે ઘીમાં બોળીને વેડમી જમવાની હતી, એટલે મહારાજે આશરે વીશેક લીધો હશે.

ગજરાને પણ બાલુએ એક વેડમી આગ્રહ કરી વધારે મુકાવી. ખાસ માનની ખાતરતજ તે બળાત્કારે જમી ગઈ પણ ઉછીની વાડકી જેવું થયું. કેમકે ગજરાએ પણ બાલુને એક વેડમી મુકી દીધી તે પણ પ્રેમની ખાતર જમી ગયો. બધાં જમી રહ્યાં. ગોરદેવે ઠકરાણીને માટે ઘરમાં જોઈતા પ્રમાણમા ઢાંકયું. પછી કાગડાને તેની સ્ત્રી કુતરી ખાવાનું લઇ ગયાં આ બન્ને પેટ માટેજ રહેલાં હતાં. ને ઠાકોરોમાં ઘણું ખરૂં રીવાજ હોય છે, કે મફત નોકરી કરવીજ પડે.

હવેલીના ઓટલા ઉપર જાજમ પાથરી તકીઆ નાંખેલા હતા તે ઠેકાણે બધાં સેજ આરામ લેવા બેઠાં. ગજરાએ દરેકને પાનની બીડીઓ કરીને આપી. ઠાકોરનો શેતરંજ રમવાનો ઇરાદો થયો. જેથી બાલુને કહ્યું. 'ભાઈ તને શેતરંજ આવડે છે કે ?" "હા મોટા ભાઈ હું શીખ્યો છું." અમારા ગોર તો જાણેજ છે. "ચાલો ત્યારે આજે બે ઘડી તેમાંજ વિશ્રાંતી લઇએ." "જા બેન શેતરંજ લઈ આવ ને તારી બાને પણ બોલાવતી આવ કે તે બેઠાં બેઠાં જોશે." ગજરાએ શેતરંજ લાવીને આપી તેની બાને અંદર કંઈક કામ હોવાથી પછીથી આવવાનું કહ્યું હતું. ગજરા બોલી

"બાપુ ભેરૂ કોણુ કોણુ થાય છે?" "મારો વિચાર આજે એવો છે કે, તુંને બાલુ, અને હું અને મહારાજ, કેમ બાપા ઠીક છે ને?" ", હા. મારે તો કંઇ હરકત નથી. પણ એક બાજુ બન્ને બાળક તે તો અન્યાય થાય." "તમને કંઇ બીજી ખબર છે? આ બાલુની પરીક્ષા માટેજ એમ કર્યું છે. ચાલો બેસી જાઓ. બાલુ તુંજ પહેલો દાવ ખેલ"

પહેલાજ દાવમાં બાલુ હારી ગયો. પણ સાથે ગજરા છે તેણે દાવ ખેલી બચાવ કરી લીધો. ઉપરા ઉપરી દાવ ખેલાવા માંડ્યા—બાજી એવા રંગમાં આવી ગઇ કે કોણ હારશે ને કોણ જીતશે, તે નક્કી કહી શકાય નહિ એટલામાંજ સરદારણ઼ા ઘરમાંથી આવ્યાં ને રંગ જામેલો જોઇ તટસ્થ રૂપે ઉભાં રહ્યાં.

છેવટે બાલુ ને ગજરાનીજ જીત થઇ કાગડાને કહેલું હોવાથી ભાંગ તૈયાર કરી લાવ્યો માજીએ ત્યાં દુધ, ખાંડ વિગેરે નાખી તઇઆર કરી દીધી. બલુએ કહ્યું "—ગજરા આ પણ ઠીક આવી પડી જીત્યાની ખુશાલીમાં શંકરની પ્રસાદી તો જોઇએજ કેમ ગોર કાકા લેશોને ??"

"હા. કેમ ન લઇએ. એ તો અમેજ પી જાણીએ તમારાથી જેરવી પણ શકાય નહિ." ગજરાએ દરેકને પ્યાલામાં આપી ગોર તો ભોગીજ હતા જેથી બધાં કરતાં

ચોગણી લીધી. પછી બાલુએ પોતાના દેશાટન સંબંધી વિચારો દર્શાવ્યા ને જે જે નવીન બાબત હતી તે કહી સંભળાવી. બાપાલાલ તો ૨૫ માઈલથી છેટે ગયાજ ન હોતા એટલે શું જાણે, મનમાં બાલુનાં વખાણ કરવા લાગ્યા ઠાકોરને પણ કહ્યું કે, "જુઓને કેટલો હોશિયાર છે? તમે પણ એટલો દેશ જોયો નથી." બાલુ તો સમજતોજ હતો કે "ગોર ફક્ત બાહ્ય દૃષ્ટિથીજ મારી ઉપર પ્રેમ રાખે છે નહિતર તેમનું અંતર ઘણુંજ વિરૂદ્ધ છે, પણ આ બાલુ કયાં કાચો છે હજાર ઘંટીનો આટો ખાધેલો છે. હું પણ ખરો કે મહારાજનેજ બનાવું." એમ કહી "ગોર કાકા તમો આટલા બધા રજવાડાઓમાં આથડો છો; છતાં આ મારા મોટા ભાઈને એક હોશિયાર માણસ લાવી દેતા નથી." વચમાં ઠાકોરે કહ્યું. "હા મહારાજ ખરી વાત છે. માણસની તો ખાસ જરૂર છેજ. છે એવો કોઈ માણસ?"

"હા. બોલાવીએ. મારો ભાણેજજ છે. અંગ્રેજી પણ જાણે છે નામા ઠામામાં ઘણો હોંશિયાર છે. હાલ જામનગર સ્ટેટમાં રેવન્યુ ખાતામાં નોકર છે તે જો મારી નજીક હોય તો સારૂં, મારે પણ કોઈ ખાનાર નથી, એટલે ભાણેજ પાસે રહેતો હોય તો ઘણું સારૂં." ઠકરાણી બોલ્યાં. "મહારાજ એ બધું ખરૂં પણ તમારી બાવિશ તો ઘણીએ

છે. બે જણા બેઠે બેઠે આઓ તોપણ ખુટે તેમ નથી, બોલાવોને તમારે ત્યાંજ કે બધું તમારૂં કામ કરશે, ઘડપણમાં તમારે ફરવું પણ પડશે નહિ. અમારે તો હાલ રાખવાની જરૂર નથી. કારણ કે આ બાલુ રહેશે ત્યાં સુધી તે બધું કામ કરશે. વળી ગજરાને ભણાવશે પણ ખરો જો જો મહારાજ ખોટું લગાડતા નહિ હું તો ખરી બાબત છે તે કહું છું."

ઠાકોરે કહ્યું "જો બાલુ કરી શકે તેમ હોય તો પછી બીજાની જરૂર નથી. કેમ ભાઇ તું બધું કરી શકીશ ખરો કે?" "મોટા ભાઇ કરીશ તો ખરો, પણ હું વચનથી તો નજ બંધાઉં. કારણ હું તો સ્વતંત્ર મિજાજનો છું. મરજીમાં આવે તો કરૂં, અગર ના પણ કરૂં. વખત આવે ચાલ્યો જાઉં. પહેલેથી ખરી હકીકત કેહેવામાં કંઇ વાંધો છે?"

આવાં વચનોથી ગોરનું હૃદય બળી જતું હતું. કેમકે આટલું બધું બોલે છે છતાં ઠાકોર જાણે અંજાઈ ગયા હોય તેમ કંઇ બોલતા નથી. વળી ઠકરાણી તો તેનાંજ થઇ ગયાં છે. હોય ચઢતી પડતી ચાલી જાય છે. જેટલું ચડશે તેટલુંજ જરૂર પડવાનુંજ. ઠકરાણીને કહ્યું "માજી જો બાલુ કરી શકે તો પછી ઘેર બેઠાં ગંગા જેવું છે."

સાંજના છ વાગ્યાનો શુમાર થયો હતો ઠકરાણીએ

બાલુને કહ્યું. “ ભાઇ આજથી બેનને ભણાવવાની શરૂઆત કરો ચાલો મેડા ઉપર બેઠકમાં.” બધાં ઉપર ગયાં. સરદારણાએ ઇશારત કરી “ આ જગાએ બેસો. બારીએથી પવન પણ ઠીક આવશે. નીચે તો હજારો લોકો આવે એટલે ફાવે નહિ. કેમ બેન અહિં ફાવશે ને ? ” હા. બા નીચે ગડગડમાં તો નજ ફાવે. ”

હવે રાણીજી પોતાના કાર્યમાં જોડાયાં અહીંઆં બન્નેમાં એકાંતમાં એકલાં બેઠાં પણ ઉભયમાંથી કોઇ બોલી શકતું નથી.

થોડીક વાર મૌન સ્થિતિને વશ રહી છેવટે ગજરા બોલી ઉઠી. “ બાલુ ! તમો કેમ ઉદાસી થઈ ગયા ? તમને મારા સમ છે. જો તમે ન કહો તો. ” પોતે સોગન દીધેલા હોવાથી ખરી હકીકત કહેવા લાગ્યો.

“ ગજરા ! મારે અત્રે વધારે રહેવામાં સાર નથી કારણ આ ગોર દેવની મારી ઉપર કંઈક ઇર્ષા થયેલી જણાય છે. કોઈ વખત એવો સમય લાવી દે કે, પ્રાણ ત્યાગ કરવો પડે. જેથી હું એકાદ બે દિવસમાં જવા ધારૂં છું. ” આ શબ્દથી ગજરાનું અંતઃકરણ ભરાઈ આવ્યું, પણ બાહ્ય દેખાવ માટે આંસુ છુપાવી રાખ્યાં. ને બોલી “ નહિ નહિ, આ વિચારને તમારા હૃદયમાંથી એકદમ પદભ્રષ્ટ કરો. હું તમારી ધારેલી ઉપાધીઓ જરૂર દૂર કરીશ આ વાત માતુશ્રી કે મારા બાપુને કાને જવા દેશો નહિ. લો આ

પહેલી ચોપડીની શરૂઆત કરવાની છે, હમણાં માજી આવશે તો કહેશે કે બેસીજ રહ્યા છે " બાલુ આ ગજરાની મધુર વાણીથી વિચાર મુક્ત થઈ પોતાના કાર્યમાં પ્રવૃત થયો. પહેલો પાઠ શીખ્યો ને કંઇક નીતિની વાર્તા વાંચવા લાગ્યો. એવામાં માજીએ આવીને, " બાપુ એ બાલુ કેમ ગજરા તો છે ને ?" " હા માજી પહેલો પાઠ શીખ્યો છે. ને આ સુંદરી સુબોધનું પુસ્તક છે, તેમાંથી આ નીતિની વાર્તા વાંચી સંભળાવું છું." માજીએ કહ્યું. " ભાઈ અત્યારે ખાવાનું કેમ છે ? " જમેલો હોવાથી તેણે નાજ કહી. ઘરમાં કોઇને અત્યારે જમવું તો ન હોતુંજ ઠાકોર બહાર ફરવા ગયા હતા. ગોર દેવ નીચે એકલા બેસી વિચાર કરતા હતા. કે " હે પરમાત્મા, આ છોકરો વળી ક્યાંથી આવી ચડયો ! હવે ઠાકોરને હું સમજાવતો હતો તેમ સમજાવાશે નહિ. હરિ હરિ ! પણ લાવને પેલા ભુપસિંહને ઘેર તો જઇ આવું. કંઇક ફેરાનું ફળ મલશે. એમ કહી ગોરદેવે ત્યાં જઇ પોતાના ગપાટાધ્યાય શરૂ કર્યો.

ઠાકોર સાંજ પડી ગયેલી હોવાથી ઘેર આવ્યો ને ગજરાને બોલાવી ચા બનાવવા કહ્યુ. બાલુને પુછ્યું કે, " બાપાલાલ ક્યાં ગયા ? " " કોણ જાણે મને ખબર નથી હું તો ગજરાને શીખવતો હતો ત્યારે નીચે બેઠા હતા ને હું આવ્યો ત્યારે અહિં કોઈ હતું નહિ. " ગજરાએ ચા

લાવીને એક કપ પિતાને ત્થા બીજો કોફીનો બાલુને આપ્યો. બાપાલાલની પથારી ઓટલે કરાવી. ઠાકોર રણુવાસમાં જઇને સુતા. બાલુને માટે તો પ્રથમની જગા તૈયાર હતી.

કહેવત છે કે "બુરામાં બુરી ચીજ એકાંત છે!" આ વાત અક્ષરસઃ ખરીજ છે. આમ બાલુ સુતો સુતો વિચાર કરે છે વળી ગજરા તરફ જોઇ બાળાનું રૂપ, લાવણ્ય, ને તેની વાણીને વીચાર કરતો રહ્યો. વાંચક ગજરાનું રૂપ લાવણ્ય અને વાણી એવી હતી કે જેથી ગમે તેવો નર આપોઆપ લુબ્ધ બનેજ તેમાં વળી બંનેની હૃદયોર્મિઓ એવી સંગીન થઇ હતી કે, એકદમ વિયોગી બનેજ નહિ.

રાત્રિના ૧૧ વાગ્યાનો સુમાર થયો છે, મેડાની આગળ પાછળની બન્ને બારીઓ ખુલ્લી મૂકેલી છે, પશ્ચિમે ચંદ્રમાં અસ્ત થવાની તૈયારીમાં, હતી નિશાચરોના ભયંકર અવાજ ઉભયની કર્ણેન્દ્રિયને અથડાતા હતા, આ વખતે ગજરાએ બાલુના પ્રેમમાં લીન થઇ વિચારોને માન આપી મધુર પણ કંઇક જુસ્સાદાર પદ્યરસ પોતાના વદન કમળમાંથી બહાર કાઢયો.

"શું પ્રેમની પ્રેરણા કરી હૃદય ખેંચાય છે?
હા! પ્યારા બાલુ વૃતિ તુંજ તરફ દોરાય છે.
મુજ ચક્ષુ તુજ તનને અવલોકવા રોકાય છે.
અરે ગજરા? ભોગી ભમરાથી શા માટે શરમાય છે?
"હા, પ્રભુ મારી રસના કેમ અટકે છે? શું હું

તેમને લાયક નથી અરે! હું શા માટે ગભરાઉં છું હૃદયની પરિક્ષા હૃદયીએ કરીજ લીધી છે પછી વિચાર શાનો ? શરમ શાની ?"

ઓરડાના લેમ્પનું તેજ બાલુની દીદીપ્તમાન મુખારવિંદ કંઇક સુંદરતાના વિચારો કરતું હતું. બાલુનાં ચક્ષુઓ છુપી પોલીશનું કાર્ય કરી રહ્યાં હતાં. છેવટે મુગ્ધાનો સાચોજ પ્રેમ તેને જણાઇ આવવાથી હવે તેનાથી આ સ્થિતિ જારી ન રખાયાથી ઉઠીને બહાર જઇ આકાશ સામું જોઇને, "કેવી શોભે છે રાત્રિ, પણ ચંદ્ર વિના શું કરે ?

સ્મરણ કરે જરૂર મળશે કાયદો કીરતારનો નહિ ફરે" ગજરા આ બધું બારણા પાછળ ઉભી ઉભી સાંભળતી હતી હવે તેનાથી બાલુ સાથે ઉચ્ચાર કર્યા સિવાય રહી શકાય તેમ હતું નહિ. છેવટે બોલાવવા નિશ્ચય કરી બારણામાં થઇને બહાર જાય છે, કે સામેથી બાલુ આવતાં બન્નેનો ક્રાસ ઇટાલાની ટ્રેનો જેવો થયો ઉભયને ગુપ્ત હસવું આવ્યુ બાલુએ કહ્યું. "કેમ, ગજરા કયાં જશો ?" ગજરા તો બોલવાને તઇયાર હતી. તે જાણે ઘણા વખતનો સંબંધ હોય તેમ એકદમ બોલી ઉઠી. "તેમજ કહોને કે બહાર બેસી રાત્રિને શું શીખામણ આપતા હતા ?

"ઓહો એ તો કંઇ નહિ, સેજ એક પુસ્તકમાંથી વાંચેલું તે યાદ આવવાથી બોલ્યો હતો." સવારનો સમય

નજીકમાં આવી રહ્યો હતો. કોણ જાણે શામાટે કંઈ કારણસર કોઇ માણસ દાદરે ચઢતું હોય તેવો ભણકાર થયો. આવા અચાનક ધ્વનિથી ઉભયના મનનો ગુપ્ત ભેદ છુપાવવા બન્ને તુર્ત સુઈ ગયાં, આ પ્રથમનો પ્રસંગ જાણી વિશેષમાં ત્યાર પછી કંઇ વાતચીત કોઈ એ કરી નહિ. સવાર થયું બાલુએ ઉઠીને સ્નાનાદિકથી પરવારી ગજરાને કહ્યું કે "ગજરા ! હું આજે જગલમાં જરા ફરવા જાઉં છું" "કોની સાથે ?" "એકલો" "એકલું જવાય નહિ" "પણ એક કલાકમાં હું પાછો આવીશ ને ઘણો દૂર જવું નથી" આ વાતચીતમાં વિક્ષેપ પડયો કેમકે ઠાકોર કંઈ કારણ સર ઉપર આવ્યા તુર્ત ગજરા બોલી "બાપુ બાલુ આજે કયી તરફ ફરવા જાય છે !"

"મને તો ખબર નથી કેમ બાલુ કયી તરફ જવું છે ?" "મોટા ભાઇ સેજ એકાદ કલાક જઇને આવીશ' 'પણ ઘોડો લઇને જજે' આમ કહી ઠાકોર પોતાના કામમાં જોડાયા. ગજરા પણ રસોડાના કાર્યમાં જોડાઈ આ તરફ બાલુ સ્ટેશન તરફ આવવા નીકળી પડયો. સ્ટેશને આવી રાજકોટની ટીકીટ લીધી, એનો ઇરાદો આગળ ઇંગ્લીશ અભ્યાસ કરવાનો થવાથીજ આ સાહસ તેણે કર્યું હતું અહિં આવી તેણે પોતાનું નામ ફેરવ્યું હતું કારણકે સમસિંહ તરફથી શોધમાં જણાઈ આવે નહિ માટે. આ

વાતને છ એક વર્ષ વીતી ગયાં, બાલુ જ્યારથી ગયો ત્યારથી ગજરાનું હૃદય તો તેની સાથેજ ગયું હતું. પણ दुरं गतं घत्तं स्नेहा દુર રહેવાથી સ્નેહનો પણ નાશ થાય છે. માટે ગજરા પણ બાલુને વિસરી જાય એ દેખીતુંજ તેની આકૃતી પણ હૃદયમાંથી ચાલી જવા સંભવ છે જો કે હજુ સુધી ગજરાનું લગ્ન થયું નહોતું, ગજરાએ પહેલાં તો પોતાના બાપની મારફત બાલુની ઘણી તપાસ કરાવરાવી હતી, પણ નાઉમેદ થવાથી કંટાળીને નિરાશ થઈ અદ્યાપી સુધી હૃદયનો માલીક ન મળવાથીજ કુંવારી રહી હતી હવે ઠાકોરે ઉમ્મર થયલી હોવાથી ચાલુ સાલે લગ્ન કરવા નિશ્ચય કર્યો હતો.

## પ્રકરણ ૩ જું.

## ‘ પ્રિતીની યુવાવસ્થા ’



કાઠિયાવાડ એજન્સીનું મુખ્ય શહેર રાજકોટ, આધુનિક સમયમાં ઘણા સુધારામાં આવી ગયું છે, કેળવણીમાં પણ જોઇતા પ્રમાણમાં ચઢીઆતું છે. કુંવરોની કોલેજ, અંગ્રેજી કોલેજ ટ્રેનિંગ કોલેજ ત્યારબાદ એવી બીજી ઘણી સંસ્થાઓ છે, કે હજારો વિદ્યાર્થીઓ વિદ્યા ગ્રહણ કરે છે. દરેકને અંગે બોર્ડિંગો પણ સ્થાપવામાં આવી છે.

ઉનાળાની ઋતુનો ઉદય થયેલો હતો, જેથી દરેકને રોજ બપોરના ટાઇમે આરામની જરૂર પડતી કોલેજ પણ આજ કારણે સવારની થઇ હતી, દરેક વિદ્યાર્થીઓ અવકાશના વખતે બાગમાં ફરવા જતા એક દીવસ બપોરના ત્રણ વાગે બાગમાં બે વિદ્યાર્થીઓ વાંચવામાં એટલા બધા લીન થયેલા હતા કે પાસે થઇને કોઇ માણસ યા જાનવર ચાલ્યું જાય, તે પણ જાણી શકતા નહિ, પાસેની સડકેથી એક યુવાન આમ તેમ બાગની રચના જોતો જોતો જતો હતો, આની નજર આ બે બાળકો (સ્ટુડન્ટો) ઉપર પડી તેને જોઈ કંઇક ભાવ ઉત્પન્ન થવાથી પાસે જઇ વતન, જ્ઞાત વિગેરે આ યુવાને પુછયું પોતાનીજ જ્ઞાતીનો એક માણસ જાણતાં કંઇક તેને આનંદ થયો ને પુછવા લાગ્યો.

"આપનું નામ શું," "મારૂં નામ બહાદુરસિંહ"

"આપ કયી કોલેજમાં છો!" "અંગ્રેજી" કેટલા વરસથી અહિં અભ્યાસ કરો છો!

"છ વર્ષથી" પહેલા શું કરતા હતા? "ગુજરાતી અભ્યાસ."

આ શબ્દ ઉચ્ચારતાંની સાથેજ આ હૃદયમાં કંઇક આઘાત થયો. પોતે વિચાર કરી જુએ છે તો જણાય છે કે આજ રાજસિંહ ઠાકોર આનું નામ ફેરવેલું હતું ને છ વર્ષથી નિકળી આવેલો જેથી ચહેરા નિશાનમાં ઘણો તફા-

વત પડેલો હતો રાજસિંહ ઠાકોર તેને ઓળખી શકયા નહિ પણ પોતાની જ્ઞાતિનો ને સ્વભાવનો મળતાવડો દેખી તેની સાથે વધુ વાર્તાચીતમાં રોકાયા ને બન્નેને શહેરમાં ફરવા માટે તેડી ગયા, બાલુએ રાજસિંહને જ્યારથી ઓળખ્યા ત્યારથીજ ગજરાનું સ્મરણ થયું હતું ને તેનું હૃદય એટલું તલપી રહ્યું હતું કે "હવે ગજરાને કયારે મલું તેનું શું થયું હશે ! બિચારીએ પોતાનો પ્રાણ મને અર્પણ કર્યો હતો, હું અભાગીઓકે તેને ટળવળતી મૂકી વગર રજાએ ચાલ્યો આવ્યો શુ તેનું લગ્ન થયું હશે ! પણ નાજ થાય તે, મને એટલી બધી ચાહતી હતી કે લગ્ન કરેજ નહિ અરે ! બાલુ તું આટલી બધી શ્રદ્ધા શા માટે રાખે છે ?,, આમ જાણે પોતે પોતાને ઠપકો આપતો હોય તેમ કહે છે, વળી કહે છે કે, "ખરી સ્રીઓ એક વખત પ્રાણ અર્પણ કરી કદાપી બીજાને ચાહતી નથી, ઠીક હવે જે તે માલુમ પડશે યુક્તિ પ્રયુક્તિથી આ ઠાકોર પાસેથી બાતમી મેળવી લઇશ આમ મન સાથે તરંગાવલી રચે છે રાજાસિંહ પોતાના મુકામે બન્નેને તેડી ગયા, ત્યાં તેમની કેટલીક સરભરા કરીને મિત્રાચારીનો સંબંધ જોડયો, બાલુએ કહ્યું "ઠાકોર સાહેબ, આપે અમારી ઘણી બરદાશ કરી છે, તેનો બદલો વાળી શકવા અમો શકિતવાન નથી આપ જો કૃપા કરી

આમારી બોર્ડિંગમાં પધારે તો ઠીક" બાલુ ઠાકોરનું નામ ઠામ જાણતોજ હતો એટલે તે સંબંધી કંઈ વિશેષ ચર્ચા તેણે કરી નહિ. ઠાકોર બોર્ડિંગમાં જવા તૈયાર થયા ને ઘોડાગાડીવાળાને ગાડી જોડવા કહ્યું. ગાડી આવી ત્રણે જણ અંદર બેઠા ઠાકોરે બાલુને કહ્યું કે મિ૦ બહાદુરસિંહ હું તમારી સાથે કાયમનો સ્નેહ બાંધવા માંગું છું ને આજથી મેં તમને બન્નેને મારા મિત્ર ગણ્યા છે, ઠીક પણ મિ૦ નામતો હું જાણતોજ નથી „ " મારૂં નામ દેવરાજ છે „ બાલુએ કહ્યું " ઠાકોર સાહેબ મારૂં અંતઃકરણ તમારી પ્રિતી તરફ ઘણુંજ ખેંચાય છે, આ મારા મિત્ર દેવરાજ છે, તેટલોજ પ્રેમ આપની પ્રત્યે ઉત્પન્ન થાય છે" આમ વાતોમાં બોર્ડિંગ આવી.

ઠાકોરનિ બનતી સરભરા કરી, બોર્ડિંગની વ્યવસ્થા, દરેક રૂમો, પોતાના સુપરીટેન્ડેન્ટ વિગેરેનો અનુભવ ઠાકોરને કરાવ્યો.

ત્યાર બાદ ઘણો ટાઈમ થયેલો હોવાથા ને ઠાકોરને સાંજની ટ્રેનમાં ઘેર જવાનું હોવાથી બન્નેની રજા લઈ ચાલ્યા ગયા.

બાલુનું ચિત્ત હવે રાજરા તરફ રહેવા માંડયું. દેવરાજ જાણતો નહોતો કે મારા મિત્રનું હૃદય અમુક તરફ દોરવાયહું છે. કારણ કોલેજમાં આવ્યા પછીજ મિત્રાચારી

અખાઇ હવી. રાજસિંહનો પ્રેમ જો કે દેવરાજ ભુલી ગયો નહોતો, પણ પોતાના કામમાં તે સાવધ રહેતો. ને બાલુ તો દરરોજ તેની તેજ વાતો કરી ટાઇમનો ભોગ આપતો. એક દિવસ બન્ને કોલેજમાં જવા તૈયાર થયા છે, એટલામાં પોષ્ટમેન બહાદુરસિંહનુ નામ પોકારતો કવર લઇને આવ્યો. તેણે કવર લઇને વાંચવા માંડયું તો તેમાં લખ્યું હતું કે મી. બહાદુર અને મી. દેવરાજ લી૦ આપનો ટુંક મુદતનો સ્નેહી રાજસિંહ ઠાકોર.

સવિનયથી કહું છું કે મારે ત્યાં આવતી કાલે મિટિંગ છે. હું આપની પ્રિતીથી ઘણોજ ફીદા છું. તો જરૂર પધારવા વિનંતિ છે. સ્ટેશને સાંજના ટાઇમે સાધન તૈયાર રાખીશ. રસ્તાની માહિતી રૂબરૂ કહેલીજ છે. વધુમાં અત્રે આવવાથી જણાશે.

લી૦ આપનો આર ઠાકોર.

કાગળ વાંચી બાલુએ દેવરાજને આપ્યો.

તેણે કંઇ વિશેષ લક્ષ આપ્યું નહિ ને બાલુને કહ્યું. "તારે જવું હોય તો જા મારાથી આવી શકાશે નહિ કારણ મારૂં ઇંગલીશ તદન કાચું છે બાલુએ કોલેજની રજા માટે રિપોર્ટ લખી દેવરાજને આપ્યો ને પોતે સ્ટેશને ગયો. મનમાં એટલી ઉર્મિઓ ઉભરાતી હતી કે ક્યારે ગુજરાને મળું. એટલામાં ગાડી આવી જેથી પોતે બેઠો

ગયો. એને પોતાનું કાર્ય શરૂ કર્યું વિચારોમાં ને વિચારોમાં રાજસિંહ ઠાકોરના ગામ જવાનું સ્ટેશન આવ્યું. પોતે તેમના કોઇ પણ માણસને હાલ ઓળખતો નહોતો. પણ રાજસિંહે ગાડીવાળાને બાલુની નિશાની આપી હતી જેથી તે બાલુને ઓળખતો હતો. બાલુ ગાડીમાં બેસી ગયો અહિંથી ઠાકોરનું ગામ એક માઇલ દુર હતું. બાલુ આવે છે તેની ગજરાને ખબર નહોતી. એટલે તે તો ઘરમાં કંઈ બીજી પ્રવૃતિમાં રોકાયેલી હતી. ગાડી ઓટલે આવી, બાલુ અંદરથી ઉતરી ઓટલા ઉપર બિછાનું પાથરેલું હતું ત્યાં બેઠો ઠાકોર કંઇ કારણ સર બહાર ગયા હતા.

રાજસિંહના મિત્ર આવનાર છે એવું ગજરા જાણતી તો હતીજ. પણ નિઃસ્વાર્થ એટલે બહાર નીકળી નહિ. બાલુને ઠાકોરના મોટા છોકરાએ પાણી આપ્યું ને ખબર અંતર પૂછી. આ છોકરો જો કે ગજરા કરતાં મોટો હતો. હાલ તેની ઉમ્મર સોળેક વર્ષની, હતી ગજરાની ઉમ્મર પંદર સોળની ને બાલુની ઉમ્મર ૨૦ વર્ષની હતી. છોકરાએ એને ઓળખ્યો નહોતો.

ગજરા કંઇક કારણસર ઓટલે આવી, ને બાલુની સામે થઇને જતાં જતાં સેજ તેની તરફ દ્રષ્ટિ કરી, બન્નેની નજર એકઠાઇને પાંચેક મિનિટ સુધી ગજરા ત્યાંથી એક ડગલું પણ ખસી નહિ મનમાં વિચાર કરે છે કે, "હે

પરમાત્મા આ મારા પિતાનો મિત્ર છે તે જાણે મને બાલુ હોય એમ લાગે છે, માટે તું મને ઓળખવાની શકિત જલદી આપ, ને આજે ઘણા સમયે નામ યાદ આવ્યું જેથી મારો પૂર્વનો પ્રેમી મળે તેમ કર. પણ ભાઇએ તેમનું નામ પુછયું ત્યારે બહાદુરસિંહ એવું કહેતા હતા ને કે નામ તેમણે ફેરવ્યું પણ હોય, ગમે તેમ હોય પરન્તુ છે તો એજ એમાં જરાએ ફેર નથી. ઠીક છે, શું થાય છે" એમ કહી તેના કામને માટે ત્યાંથી ચાલી ગઇ આ બનાવ બાલુ એક દ્રષ્ટિથી જોયાજ કરતો હતો ને મ્યારીને મળવાનો સમય શોધતો હતો. સામેથી ઠાકોરને આવતો જોઇ પોતે ઉભો થયો. બન્ને મિત્રો મળ્યા. ઠાકોરે કહ્યું. "દેવરાજભાઇ કયાં છે ?" "તે તો ન આવ્યા" "શા માટે ?" તેમને અંગ્રેજીનો વિષય જરા કાચો છે, ને પરીક્ષા નજીક આવી જેથી આવી શકયા નહિ, ે તે બદલની આપની પાસે સહૃદયની માફી માગી છે. ઠાકોરને આ બાબત પણ વ્યાજબી લાગી કેમકે ગયેલો વખત ફરી મલતો નથી '

સાંજે બધા માણસોની મિટિંગ ભરાઇ બાલુ પણ અંદર જ હતો, અકસ્માત તેને ચુક જેવું થવાથી તે પાછળના બાગમાં સુવા ગયો પાછળ ખુલ્લો વાડો અને નદીનો કિનારો જેથી હવા ઘણી સ્વચ્છ ને ઠંડી આવતી. જેથી બાલુ

સેજ આગળ ગયો. અહિં સામેથી કોઇ સ્ત્રીને આવતી તેણે જોઇ તેની ચાલ ઉપરથીજ તે સમજી ગયો કે આજ તે ગજરા' જેવી રસ્તે થઇને ચાલી જતી હતી, તેવોજ એક દમ તેનો હસ્ત પકડીને પુછયું, "કેમ કયાં ગયાં હતાં" ગજરાએ પ્રથમ તો હાથ છોડાવી લીધો ને ધીરેથી ઉત્તર આપ્યો. "કંઇએ નહિ પણ તમારે પુછવાની શી જરૂર છે? જો કે બાલુ આવ્યો ત્યારથી એ વિચારમાં તો હતી ને આ એકાએક ખરા પતિની મુલાકાત થયેલી હોવાથી તેને પણ હર્ષાનંદના મોજાં ઉભરાઇ આવ્યા હતાં પણ ફક્ત કસોટીની ખાતરજ તે છુપાવી રાખ્યાં હતા.

એટલે કોઇએ ઠાકોરને પુછયું "આપના મિત્ર આવ્યા છે તે કયાં ગયા." ઠાકોરે જવાબ આપ્યો, "તે તો પાછળ સુઇ ગયા છે. કેમકે તેમના મગજને હાલ કંઇક આરામ આપવાની જરૂર હતી." ત્યાર પછી કોઇએ બાલુને સાંભળ્યો નહોતો.

આ તરફ ઉભયના પુર્વના પ્રેમની સત્તા જણાઇ આવવાથી અન્યોઅન્ય એક બીજાને આલીંગન આપીને એકજ બિછાના ઉપર બેસીને પોતાનું હૃદય ખુલ્લું કરવા લાગ્યા બાલુએ કહ્યું "વ્હાલી શું તું મને હજુ સંભાળતીજ રહી" "હા આ હૃદય અર્પણ થયું, તે બીજાને અપાય ખરૂં?!

કે ?" પણ વખતે હું અહિં ન આવ્યો હોત ને તારૂં લગ્ન થાત તો ?"

"હરહર હર ! કેવી અનીતિ શું હું બીજો કરૂં પતિ ?" આવા પ્રેમના ઉભરા છલકાઇ જાય છે. પણ કોઇને એમ ખબર રહેતી નથી કે કોઇ અજાણ્યું માણસ આવશે તો શું થશે ?! ખરે થયું પણ એવુંજ કે ગજરાની ફોઈ તેને બોલાવતાં બોલાવતાં પાછળ આવ્યાં કર્ણેન્દ્રિય સચેત હોવાથી ગજરા જોડેના પલંગમાં સુઈ ગઇ ફોઇએ આવી કહ્યું "કેમ બેટા આજે કંઇ શરીર નરમ છે ?" "હા ફોઇ, આજે એમજ છે." ફોઇ બાએ કંઇ ઉંડો ભેદ જાણ્યો નહિ. તે તો ચાલ્યાજ ગયાં આજે આ બન્નેનો પ્રથમોત્સવનો સૂર્ય પુરેપુરો ઉગી નીકળ્યો. આ બન્ને અવિવાહીત હતાં, જેથી આ પ્રસંગ કુદરતેજ આણ્યો હશે એમ કલ્પતાં શું હરકત છે ? જો કે શકય બાબત બનવાને કંઇ સંશય રહેતો નથી. ભલેને મા બાપ વિરૂદ્ધ હોય તેમાં શું ? જ્યાં બન્નેનું અંતઃકરણ ઐકયતા ભોગવે ત્યાં બહારની ઉપાધિઓ તદ્દન નકામીજ છે. હવે બાલુનાથી વધુ મુદત રોકાવાય તેમ હતું નહિ. જેથી સવારની ટ્રેનમાં રાજકોટ રવાના થયો.

ગજરા હવે પોતાના કાર્યમાં કંઇક ન્યૂનતા બતાવવા લાગી, કેમકે તેનું ચિત્ત બાલુ તરફજ ખેંચાયલું રહેતું.

એટલે પુર્વની ને હાલની સ્થિતિમાં ફેર પડતો. ક્યારે રવિવાર આવે ને પ્રિયનાં દર્શન કરૂં. આજ વિચારમાં દિવસો ગુજારતી. એને એક ચિન્તામણી નામની સખી હતી. તેની આગળ ગઈ પ્રિયનાં વખાણ કરી આનંદ માનતી, તે તેના આનંદમાં વધારો કરી ગજરાને ધીરજ આપતી ચિન્તામણી નાની ઉંમરમાં પરણેલી હતી, પણ કેટલાક સંસારી કારણોને અનુસરી તે પિયરમાંજ રહેતી એનું દુઃખ જોઈ ગજરાને ઘણી વખત લાગી આવતું કે, મારા પિતાશ્રી કોણ જાણે મારે માટે કેવુંએ જોશે. પણ જ્યારથી બાલુ પુનઃ મળ્યો, ત્યારથી તેને કંઇક ધીરજ આવી હતી.

બાલુએ રાજકોટ જઇ પોતાના મિત્રને અતથી ઇતિ સુધી સર્વ ઇતિહાસ કહી વાકેફ કર્યો. દેવરાજ આ બાબદ કંઇક વિરૂદ્ધ ઉતર્યો, પણ જાણી ગયો કે આ બન્નેનો પ્રેમ છુટે તેમ નથી કારણ ગજરાએ દેવરાજની ઉપર એક પત્ર ચિન્તામણીના હાથથી લખાવી બાલુનીજ સાથે મોકલ્યો હતો. આમાં ફક્ત આમંત્રણજ હતું.

હવે રવિવારે બાલુએ જવાનું નક્કી કર્યું ને દેવરાજને પણ સોમવારની રજા લેવા માટે શનિવારે જણાવ્યું. તેણે તો ચોકખી નાજ પાડીને કહ્યું, "ભાઇ મારે તો વાંચવાનું ઘણું છે, સંસ્કૃત પણ આવડતું નથી. મારી વતી તમો

જઇ આવો એટલે બસ છે. સ્ત્રીના પ્રેમ આગળ બીજો પ્રેમ તદન નકામોજ છે. બાલુએ આગ્રહ તો કર્યો, પણ દેવરાજે કહ્યું, "તમારે જવું હોય તો જાઓ હું આજે તો કદાપી નહિજ આવું."

"શું ગજરાની મારા પ્રત્યેની પ્રિતિથી તમો નારાજ છો?"

"અરે બહાદુર તું હજુ કયાં સુધી એકમતીઓ રહીશ? તારે ને મારે આટલો બધો મિત્રાચારીનો સંબંધ છે, તેમાં તને ફાયદો થાય તેથી શું હું નારાજ થઉ? તને વ્યાજબી લાગે છે?" ના ભાઇ બને તો નહિજ. પણ મારે રીતસર તને કહેવું તો જોઇએ ને" આ પ્રમાણે આનંદ માની દેવરાજની ખાસ રજા લઇને બાલુ ગજરાની દિવ્ય મુર્તિના દર્શનાર્થે ટ્રેનમાં રવાના થયો. સાથે પ્યારીને માટે કંઇક ભેટ ઠાકોરનાં બીજાં બાળકો નિમિતે લીધી હતી.

સ્ટેશનેથી ઉતરી ઠાકોરને ત્યાં ચાલતોજ ગયો. કેમકે સમાચાર મોકલ્યા નહોતા. ઠાકોરે બાલુને દેખતાંજ ઉભા થઇ આદર સતકાર આપ્યો. રાહ જોનારની આશા સફળ થયાથી, તેણે બહાર આવી નયનોદ્વારા વ્હાલાને સમાચાર પુછયા તે તેણે તેજ રસ્તે આદર સતકારથી સ્વીકાર લીધી.

એકાએક ઠાકોરને કંઇ જમીનની તકરાર બાબત બહાર ગામ જવું પડયું. એટલે બાલુ તો એકલોજ રહયો છોક-

રાઓ પોતાના કાર્યમાં જોડાયા ઠકરાણીથી તો બહાર વધુ નીકળી શકાય નહિ એટલે બાલુની સારવાર કરવાનું ગજરાને માથે આવી પડયું. ભાવતું હતું ને વઇદે કહ્યું. આવી ઉભયનિ સ્થિતિ થઇ હવે પ્રેમના તરંગો અન્યોઅન્ય ઉછળવા લાગ્યા. આ બાબતનો કોઈને વહેમ આવી શકે તેમ નહોતું કારણ કે બન્ને દ્વીઅર્થી પ્રેમ રાખી વર્તતા હતા. જેથી શંકાનું બી નષ્ટ પામ્યું હતું.

આજે બપોરના બાર વાગ્યા પછી ગજરાની મા પોતાના કુટુમ્બમાં વાતો ચીતો કરવાને ગઇ. એટલે આમ્ને એકાન્ત મળ્યો. સામ સામે ખુરસીઓ નાંખી અંદરના હોલમાં બેસી પોતાની પ્રિતીના ઉભરા બહાર કાઢી ગજરાએ કહ્યું વ્હાલા હવે તમે મને કયારે અર્ધાંગના બનાવશો ? " "પ્રિય તું આ શું બોલે છે ? શું હું તારો નથી !? ને મેં તને હજુ મારી કરી નથી ? નહિ ! નહિ ! આ પ્રાણ હવે તારોજ છે."

"અરે પ્રિય એ માગણી તો આપે સ્વીકારીજ છે. પણ દુનિયામાં ખરો સંબંધ કયારે થયો કહેવાય છે ? આતો આપણે કેટલું છુપું રહેવું પડે છે. ને બાહ્ય ઉપાધિઓ પણ કેટલી થાય છે. "

"મુગ્ધા એ ઉપાય મારો નથી. લગ્ન કરવું એ મારી સત્તા નથી. પણ મારા હૃદયથી તને મારી કરી છે:તો કદાપિ હું ત્હને છોડીશ નહિ." " પણ તેની મને ખાત્રી શું ? "

"આપણા બન્નેનું હૃદય ને તેથી વિશેષમાં કે મારૂં વચન" એમ કહી ગજરાને પોતે વચન આપે છે. એટલામાં બહારથી "મોટાભાઇ ઘરમાં છો કે ?!" ઘરમાંથી ઉત્તર મલતો નથી જેથી ઘરમાં પ્રવેશ કરીને "ભાભી ! ઓ ભાભી ! કેમ કોઇ જણાતું નથી. ગજરા પણ નથી. આમ સુનું ઘર મૂકી ક્યાં ગયાં હશે ?!" ગજરાને ચિન્તા થાય છે કે રખેને અહિં આવે આવા કારણથી પાછળના બારણે થઇ ગજરા અંદર પ્રવેશ કરે છે, તો સામેથીજ તેની ફોઇને દિઠાં ને બોલી ઉઠી "કેમ ફોઇબા અત્યારે આવવું થયું ?" "એતો સેજ બેસવા આવી હતી, પણ તારા બાપુ તારી મા બધાં આજે ક્યાં ગયાં ?"

"મારી મા બેસવા ગઇછે ને બાપુ તો બહાર ગયા છે." "ત્યારે તેમના મિત્ર આવ્યા હતા તે શું ગયા ?" "ના, ના તે તો પેલા બાપુના ખાનગી હોલમાં બેસી કંઈક વાંચે છે." ફોઇને જરાક વહેમ ઉત્પન્ન થયો કેમકે ઘરમાં આ બે સિવાય કોઇ હતું નહિ પણ અત્યારે તે કંઇ બોલ્યા ચાલ્યા વગર ચાલ્યાંજ ગયાં. મનમાં તો નિશ્ચય કર્યો કે કોઈની વાત નક્કી કર્યાં પછી બહાર પાડવી ને શિક્ષા પણ ત્યારેજ કરવી, હાલતો મુદ્દો પકડવા સાવધ રહેવું એજ ઠીક છે.

બાલુને આ હકીકત ગજરાએ જણાવી, કંઈક ચિન્તા-તુર થયો પણ ગજરાનો એવો પ્રેમ હતો કે ખુન કર્યું હોય તોપણ બેઘડી ભુલીજ જવાય. ઉભય પુનઃ પોતાનો શ્રૃંગાર રસ શરૂ કરી અપૂર્વ આનંદ ગુજારવા લાગ્યાં. સાંજની ગાડીમાં બાલુને જવાનું હોવાથી કોરટમાં અરજી આપી મંજુરી મેળવ્યા પછી કંઈ કામ શરૂ કરી શકાય છે તેમજ એણે પણ પોતાની અરજી ગજરાને રજુ કરી. પ્રથમોત્સવ હોવાથી આ અરજી ગજરાએ તુર્ત નામંજુર કરી. સરકાર તેમજ રઈયતને લાગુ હોય છે તેમ પ્રેમના કાયદા પ્રેમાળ ઉભયને લાગુજ હોય છે. બાલુને સાંજે જવાનું માંડીજ વાળવું પડયું. પુર્વનો વિનોદ જારી રાખ્યો. આ અવિવાહીત જોડું એવા પાયા ઉપર આવી ગયું કે જીંદગી પર્યંત આપણો નાશ થવાનોજ નથી. ખરેખર બાલુએ કહ્યું

"દીપક દેખી પતંગ બળે, મીણ પાણી વિના નીજ પ્રાણ હરે;
તેમ પ્રિય વિના તારી લેટક, તો મુજ વિનાં તું કેમ રહે?"

ગજરા બોલી, "વ્હાલા એ બરાબર છે, તમે પણ ઠીક જોડી કાઢયું" ઠકરાણી બહારથી આવ્યાં. આ વખતે ગજરા બાલુની પાસેજ હતી પણ પોતાના મોટા ભાઈની વહુને નોકર તેડવા ગયેલો તે તેડીને આવ્યાના સમાચાર તેની મા દ્વારા મળવાથી ત્યાંથી ઉઠીને બહાર આવી ભાભીને મળીને, કુશળતા પુછી. તેણે પણ નણંદનાં ઓવારણાં લઈ

પિયરથી કંઇક ભેટ લાવેલ તે આપી. કારણુ આ નાની નણુંદ એટલે આપવુંજ પડે.

સૂર્યે પોતાની સત્તા જમીન ઉપરથી ઉઠાવી લઇ ટુંક સમયને માટે ડીપોટી તરીકે ચંદ્રને રાજા બનાવ્યો. આથી પ્રવૃત્તિ કરી શ્રમિત થયેલા પોતાના વિશ્રાંતિગૃહ તરફ આવવા નીકળી પડયા. ને ઠાકોરનો મોટો છોકરો પણુ ઘેર આવ્યો. પાછળના અગાસીના ભાગમાં બાલુ સહુ બધાં બેઠાં ને સંધ્યાકાળની ઠંડી હવાનાં ભોકતા બન્યાં. ગજરાએ ગરમ પાણી દરેકને નાહવાને માટે તૈયાર કરી દીધું. ઠકરાણી પરચુરણુ કામમાં રોકાયાં.

આપણાં નાયક ગજરા ને બાલુ પોતાનાં ચક્ષુઓને અન્યો અન્ય મળવાનો ટાઇમ વખત મલે આપતાં રહેતાં. ચાતુરીમાં બાહ્યજનો કલ્પી શકતાં નહિ. આવા આનંદોત્સવમાં જમવાનો ટાઇમ થવાથી વિક્ષેપ પડયો. સુવાને માટે ઓટલા ઉપર ઠાકોરનો છોકરો ને બાલુ, પાસે બે રખવાળ પણુ સુવાડવામાં આવ્યા ગમે તેમ પણુ આમનો મુકરર કરેલો ટાઇમ રદ થાય તેમ હતુંજ નહિ આ કારણે નિદ્રાથી બન્ને દુરજ રહ્યાં.

દ્વિતિઆ ભાનુ વાસો કરી, શશી સાથે રજની હતી આવડી;
મધ્ય નિશાના અંતમાં, યાદકી આવીને ઉભી.

કદી સ્પર્શ ચાતુરાઈથી, જગાડયો નિજ નાથને;
આલીંગી દીલ ખોલીચું, ચુમ્બન કરી હાથને.

દ્રષ્ટિ સનમુખ ! ગજરા ઉભી રહી જાણે કુદરતે કેમ વશીકરણ મુકયું હોય તેમ આ સમયે કોઈ જાગૃતીમાં નહોતું. ગજરાએ કહ્યું. " પ્રાણનાથ હું જાણતી નહોતી કે આપ મને પ્યારી તરીકે સ્વીકારશો. મારી પ્રભુ પ્રત્યે માગણી એટલીજ છે કે, આપે જેવો સપ્રેમથી મારો સ્વીકાર કર્યો છે એવોજ કાયમને માટે રાખે. આજનો સમય એવો છે કે મા બાપ દીકરાનું લેશ પણ સુખ જોતાંજ નથી. મને સેજ માલુમ પડે છે કે તમારા મિત્ર મારા વિવાહ સંબંધી શોધ કરે છે. પણ વ્હાલા હું તો આપની થઇજ ચુકીછું, એટલે ગમે તેમ હોય, ત્હાય તો તમારી સાથે લગ્ન કરે યા ન કરે, હું તો પરણીજ ચુકીછું. પછી તે તરફ લક્ષ રાખવું શું કામનું છે? પરન્તુ ન કરે નારાયણ ને એમ ન બને તો ? "

"શું ન બને ?" " લગ્ન. " " કોનું ?" " તમારૂં ને મારૂં." " તે તો નથીજ બનવાનું. " " ત્યારે શું તમે મને મુકીને જશો ?"

" ના. " " ત્યારે આમ કેમ બોલો છો ?! " " શું ખોટું છે ?! ક્યારે તારા બાપે લગ્ન કર્યું છે ને તે બની શકે તેમ પણ કયાં છે ?"

" શું લગ્નથી તમો વિશેષ પ્રેમ ધારો છો ! " "ના" " પછી આમ કેમ ? "

" પણ દુનિયાનાં રિવાજોને માન આપવા ખાતર લગ્ન તો કરવુંજ જોઇએછે !"

" ત્યારે તે દિવસે હસ્ત મેળાપ થયો હતો તેને તમો લગ્ન નથી માનતા !" " તું મારૂં કહેવું સમજતી નથી ને ગાંડાની પેઠે લવારી કર્યા કરે છે. ઠીક હવે એ જવા દે સવાર થવા આવ્યું છે. મારે સવારની ગાડીમાં ગયા વગર ચાલે તેમ નથી. રજા પણ લીધી નથી. દેવરાજ ગુસ્સે થાય ને વખતે નાપાસ થાઉં તો નીચું મોંહ ઘાલવું પડે. નવાજુની હોય તો કાગળ લખી દેવો. તારા બાપ આવે એટલે જાણવા જેવું હોય તો ખાંસ માણસ મોકલવો. જોકે આ રવિવારે હું ઘણા ભાગે આવીશ તો ખરો. વખતે કંઇ જરૂરી કામ નીકળે તોજ ન અવાય. "

ગુજરાનું હૃદય રજા આપે તેમ તો નહોતુંજ છતાંય દુનિયાના ધારાઓને માન આપી રવિવારે આવવાની શરતે રજા આપી. તેણે નિશાની દાખલ બાલુનું હાથે બાંધવાનું ઘડીયાળ લઇને પોતાની વીંટી તેને આપી. આમાંથી કોઇને છુટું પડવું ઠીક લાગતું નહિ.

દિસે ઝુલન્તું એ કુશ ઉદર કાસાર સરખું,
અને તેને હાથી કમલ સરખો છે કર રહયો;

પડેલી છે આંટી કદલી સરખા એ પગ તણી,
અને વચ્ચે ઉડે ફરફર થતી પાટલી ઝીણી,
અશીશા મ્હોટાથી શિર જરી રહ્યું છે અધર ને,
રહ્યો તેના ભાલે શશીચળ તો વાસ કરીને
વહેવારિ બ્હોળું નયન પરથી ગાલપર છે,
તુષારે ભીંજેલા કુલવતદિસે ગૌર મુખડું.
પડે છે કો બિન્દુ ચિબુક પરથી એ સ્તનપરે,
અને ત્યાંથી ધીમે ટપકી પડતું જાજમ પરે;
સ્તનો બેની વચ્ચે ટપકી વળી કોઈ સ્થિર થતું,
દીસે જાણે મોતી શશી કિરણમાં કો ચળકતું.
બન્ને ધડકતા દીલથી ધ્રુજે છે,
ને શ્વાસ ઉષ્ણ વહતાં ઝુલતાં રહે છે;
સમ્પુટ એ ધવલ કેતકી પુષ્પ કેરાં!
કે ચન્દ્રકાન્ત કડકા સરખાં દિસે છે!
દિસે છે અંગ એ આખું કામના શરશું રૂડું;
ઉઘડયા ઓષ્ઠ ન્હાના બેને આવા સ્વર નિકળે:-

( કલાપી હૃદય ત્રીપુટી. )

આવી સ્થિતિમાં મજરા કંઈક રૂદન કરતી હતી પરન્તુ સવાર થયેલું હોવાથી પક્ષીઓ પણ જાગૃત થઈ આમ તેમ ઉડવા લાગ્યાં. હવે વધુ વખત રહેવાથી નુકસાનજ હતું. એમ બાલુ સમજતો પણ મજરા

એવી ભય વગરની હતી કે જરાએ આચકો ખાય નહિ. જાણે પોતાના પ્રાઈવેટ રૂમમાં આનંદ ગુજારતી હોય તેમ માની બેસીજ રહી. સુર્યં નારાયણે પોતાના દ્વારપાળને પોતાને આવવાના સમાચાર કહેવા પૃથ્વી ઉપર મોકલ્યા. હવે તો ગજરાથી પળવાર ટકી શકાય એમ નહોતું, છતાં આશા બિન્દુ કબજે લઇ પ્રણામ પૂર્વક ચાલી ગઇ બાલુએ પણ સ્ટેશને જવાની તૈયારી કરી.

એટલામાં ઠાકોરનો મોટો કુંવર ઉજમસીહ આવ્યો ને બાલુને માટે ઘોડાગાડી સ્ટેશને જવા તઈયાર કરાવરાવી. ગજરાએ જતાં પહેલાં ચા બનાવી દીધી. પ્રિયાનો સત્કાર સ્વીકાર્યા પછી બાલુ સ્ટેશને આવી ટ્રેન માર્ફત રાજકોટ આવવા નીકળ્યો.

કોલેજનો ટાઇમ થયેલો હતો જેથી બાલુ આવ્યો ત્યારે દેવરાજ કોલેજમાં ગયો હતો. આનાથી કોલેજમાં જઈ શકાયું નહિ. કારણ તેને પળેપળ ગજરાજ સાંભળી આ વાત નષ્ટ કરવા બાલુ પોતાના ખાટલામાં ચિન્તાને થોડીકવાર શાન્તિ આપવા નિદ્રાવશ થયો. સાંજ પડી, દેવરાજ કોલેજમાંથી આવીને જુએ છે તો પોતાના મિત્રને ઉંઘતો જોયો. હાલ સુવાજ દેવો એવો વિચાર કરી તે દાખલા ગણવા બેઠો. થોડીકવારે બાલુના મુખથી ઉંઘમાંથી કંઈક ઉદગારો નિકળ્યા

લાગ્યા તે દેવરાજ એકદમ ચમકીને સાંભળવા દોડયો ફરી બાલુ કંઇક લવ્યો.

“ શું, હું બીજી કરૂં શી ? કરૂં આવાં કામ, તેમાં રાજી ન રહે રામ. ”

પોતે જાણુતોજ હતો કે આને ચેટક વળગ્યુંજ છે. ને તે છુટે તેમ પણ નથી. બાલુને ઉઠાડી સચેન કરી ઠાકોરના ઘરનાની તેમજ તેની અર્ધાંગનાની કુશળતા પુછી, “આજે કેમ ભાઇ આટલા બધા આળસુ બન્યા છો” એમ દેવરાજે કહ્યું પ્રત્યુત્તરમા “ કંઈ નહિ સેજ ઉજાગરો થાય એટલે સ્વાભાવિક દિવસે ઉંઘ આવેજ ને તેથી શરીર આળસુ બની જાય” જમવાનો વખત થવાથી બન્ને જમવા ગયા, પણ બાલુનાથી પૂર્વની ચિન્તાએ કરી ખોરાક લઇ શકાયો નહિ. પોતે વ્યવસ્થાપક હતો, એટલે સુપરીટેન્ડન્ટ તો ઓળખીતાજ હતા. જેથી ખોરાક ન લેવાનું કારણ પુછયું બાલુએ તબીયત સેજ નરમ છે એમ જણાવ્યું તેઓએ તુર્ત ડોકટરને બોલાવી દવા આપવા કહ્યું તેણે તપાસ કરી તો ઉજાગરાથી સુસ્તી ભરાઇ છે તે સિવાય કંઈ નથી. માટે આજે નિયમિત ઉંઘ લેશે એટલે આરામ થઈ જશે. કહી ડોકટર ચાલ્યા ગયા. પછી સુપરિટેન્ડન્ટે વિશેષ તપાસ કરી નહિ.

આજે તો બાલુએ આઠ વાગ્યાથી ઉંઘવા માંડયું. સવારના સાત વાગ્યા તો ઉઠયો નહિ. એકતો ચિન્તા, ને બીજું બે દિવસનો ઉજાગરો આજે કોલેજમાં જવાનું હોવાથી દશ વાગે પરવારવું જોઇએ, એમ ધારી તેના મિત્રે બાલુને ઉઠાડયો. ને કહ્યું, "ભાઇ આવી સ્થિતિ ભોગવશો તો વહેલા મરશો ને ઘેર જવું પડશે, પરીક્ષા પણ તેના ઠેકાણે રહી જશે. વળી માંદા પડશો તો કોઇ ચાકરી કરે તેવું નથી, મારાથી પણ તમને રાંધીને મુકાશે નહિ બોર્ડીંગનો ખોરાક, તેવી સ્થિતિમાં પસંદ પડયો નહિ. માટે અગાઉથી વિચાર કરી કાર્ય કરવામાં ઘણો લાભ છે, જો કે હું તમારી પ્રિતીનો વિક્ષેપ કરવા માંગતો નથી. પણ હદ દરેકને હોય છે."

બાલુને આથી કંઇ અસર થઇ નહિ. અભ્યાસને માટે તેની મગજ શક્તિ એવી હતી કે ફક્ત એકજવાર કાને સાંભળવાથી ફરી વાંચવાની જરૂર પડતી નહિ અંગ્રેજી વિષય પણ સારો હતો બ્રહ્મદૃષ્ટિનું અવલોકન કરવામાં પણ શક્તિ સારી હતી, આજ સુધી કોઇ વરસે નાપાસ થયો ન હોતો જેથી તેને તો ખાત્રીજ હતી કે ગમે તેમ થશે પણ પાસ તો થઇશુંજ,

બાલુએ ગજરાને કરેલો વાયદો નજીકમાં આવ્યો, પણ સુપરિટેન્ડેન્ટ તરફથી રવીવારે અમુક અમુકને હાજર

રહેવા ફરમાન થયું તેમાં બાલુનું નામ હતું. હવે શું કરે? સાથે આ રવિવારનો પ્રોગ્રામ માંડીજ વાળ્યો.

રવિવારની સાંજે બીચારી ગજરાએ સ્ટેશને ગાડી મોકલાવીને પોતે ગાડી રસ્તેથી આવતાં દેખાય તેવાજ ઠેકાણે અગાસીઆં બેઠી. જેમ પવનથી બારી હાલતી ને ઓખા તુર્ત બહાર જોવા જતી તેમ રસ્તા ઉપર ગમે તે ગાડીનો અવાજ સંભળાય કે ઉભી થઇ આમ તેમ જોતી, ને ન દેખવાથી નિરાશ થઈ પાછી નીચે બેસતી. રાત્રે મોકલેલી ગાડી પાછી આવી. નિરાશા છવાયાથી તેની આંખે એકદમ અંધારાં આવ્યાં. પોતે ખાધા પીધા વગર સુઈજ ગઈ. પ્રાતઃકાળે ઉઠીને ચિન્તામણીને ત્યાં ગઈ, તેતો દુઃખિત સ્થિતિની હતી, એટલે વહેલી ઉઠીને પોતાના કાર્યમાં પ્રવૃત્ત થએલી હતિ. અચાનક ગજરાને આવતી જોઇ તેને પૂછ્યું "બેન અત્યારે કેમ ?"

"અરે ગઈ કાલે બાલુ આવનાર હતા તે શા માટે ન આવ્યા ?! અત્યારે ગમે તે માણસ રાજકોટ મોકલ, કારણકે વખતે આવવા નિકળ્યા હોય ને રસ્તામાં કંઇક અકસ્માત થયો હોયતો ?" "બ્હેન હું હાલજ મોકલું છું તારે ગભરાવાનું કંઇ કારણ નથી." ચિન્તામણીએ પોતાના ચાકરને બોલાવી ચિઠ્ઠી આપીને જવા માટે તઇયાર કર્યો.

આ ચિઠ્ઠી ગજરાએ નહિ પણ ચિન્તામણીએજ લખી હતી. ગજરાની ઇચ્છા તેમાં શું લખ્યું છે તે સાંભળવાની થવાથી તેણે વાંચવા માંડી.

તા૦ તન, માસ મન સન, શરીર મુઃ પવિત્રપુર

" કુસુમ્હના મધુકર, એવી કયી પ્રાધાન્ય સત્તા તમારી ઉપર અસર કરી રહી છે, કે આ દાસીને દુખિત્ કરો છો શું વચન, ને પ્રેમ ઉપર શ્રદ્ધા નથી ? શું મારી સેવામાં કંઇક ખામી ? જો એમ હશે તો ગુન્હાને બદલે શિક્ષા યા માફી આપી શકાય છે. એ આધારે શિક્ષા આપી હશે, કેમ ? પણ હવે શિક્ષાની મુદત પુરી થઇ છે, એમ ધારી પવિત્ર હૃદય આ હૃદયીને નિહાળવા આપો ને?! તેમજ દિવ્ય ચક્ષુએ આ કિંકરીને ચઇતન્ય અર્પણ કરો' હું હાલ આત્મા છતાં અચેતન છું. વધુમાં હું આપની છું તો પછી આપ મારા હશોજ.

લી૦ આપે ધારેલી બાળા.

દા૦ ચિન્તામણીના ઘટીત !

તા૦ ક૦ આપના સહાધ્યાયી દેવરાજ ભાઇને આપની સાથે આવવા મારૂં હૃદય ભલામણ કરે છે. વ્હાલા હવે બીજું શું લખું ?

આ ચિઠી લઇ ચાકર રાજકોટ આવ્યો ને બહાદુર-સિંહને આપી. અક્ષરો જોતાંજ ચિન્તામણીના છે એમ

સમજી પત્રને હૃદય સાથે દબાવી ચુમ્બન કર્યું. પત્ર ફોડયો ને વાંચ્યો, પોતાનાથી રવિવારે ન જઈ શકાયું, તે બદલ પસ્તાવો કરવા લાગ્યો. દેવરાજને પણ આમંત્રણના શબ્દો વંચાવ્યા ચાકરે જવાને ઉતાવળ કરી. જેથી જવાબ લખવા બેઠો "શું લખું ? કેવા અલંકારથી લખું ?" મોટા મારે ગાડીનો ટાઈમ થઈ જશે માટે જલદી રવાના કરો તો ઠીક" ઉતાવળમાં જેવું તેવું લખી પત્ર આપ્યો તે લઈને ચાકર ચીન્તામણીની પાસે આવવા રવાના થયો.

અહિં બાળાને ત્યાં તેની માએ શોધ કરવા માંડી કેમકે તે વહેલી ઉઠીને ગયેલી હતી. ચિન્તામણીને ઘેર સરદારબા ગયા રસ્તામાંજ તે સામી મલી તેને પૂછ્યું. "બ્હેન કયાં ગઇ હતી ?" ચિન્તામણીને ત્યાં "અત્યારે શું કામ હતું ?" "ખાનગી" "મને કહેવા શું હરકત છે ?" "હું નહિજ કહી શકું વાગતું વાગતું આવશે એટલે જણાશે" પણ એવું તે ગુપ્ત કયું કામ આરંભ્યું છે, કે મને કહેતી નથી" "મેં નથી આરંભ્યું પણ તમેજ આરંભનાર છો" "હેં હું ?" "હા" બ્હેન મને તું જલદી જણાવી દે કે શું બાબત છે ?" "ચાલ હું ઘેર જઇને કહિશ" બન્ને ઘેર ગયાં ઠાકોરને સરદારબાએ કહ્યું. "એ તો સેજ કામને લીધે ચિન્તામણીને ત્યાં ગઈ હતી." ઠાકોર કંઇ બોલ્યા નહિ, ને ગામમાં કામાર્થે ચાલ્યા ગયા.

આઠ નવ વાગ્યાના સુમારે તેમનીજ જ્ઞાતીના બાપાલાલની સાથે બે ચાર માણુસો ઠાકોરને ત્યાં આવ્યા. ગજરાએ બારીએથી જોયું તો માલુમ પડયું કે "નક્કી આ ગોર મારા વિવાહ સંબંધીના કામમાંજ આવેલો જણાય છે પણ ભલેને જે હશે તે. મારો હવે ક્યાં વિવાહ કરવાનો છે. જો! જ્યાં લગ્નજ થઈ ગયું છે તો પછી વિવાહ શાનો?" આમ મનમાં કલ્પનાં કરી ઘરના કાર્યમાં પ્રવૃત્ત થઇ.

ઠાકોર બહાર આવ્યા, જ્ઞાતીના રિવાજ પ્રમાણે અન્યો અન્ય મળ્યા ને તેમની તથા ઘરનાં બધાંની રસોઈ કરવાનું બાપાલાલને કહ્યું બીજી બરદાસ કરવાનું કામ ઉજમસિંહને શિર નાખ્યું

ગજરાએ સરદારબાને કહ્યું "માતુશ્રી હું આજે જે કારણે ચિન્તામણીને ત્યાં ગઇ હતી તે કારણ તું હવે સમજી કે નહિ?" "બ્હેન શું?" "આ તું જુએ છે તે" "મને તારા શબ્દોમાં સમજાતું નથી હું શું જોઉં છું?" "અરે મા આમ ઘેલી કેમ થાય છે? શું મારી પાસે કહેવરાવવા માંગે છે? માબાપે પુત્રીને ઉછેરવીજ ન જોઈએ" ગજરાને બાતમી મળેલીજ હતી કે વિવાહ કરવાનું સ્થળ હલકી સ્થિતિનું છે. એથી પોતાની માને ધીક્કાર રૂપ શબ્દો કહેવા લાગી તેમાં મુખ્ય કારણ તેણે લગ્ન કરેલું તેજ હતું.

સરદારબાને ગજરાના દીલગીરી ભરેલાં તેમજ કોધાવસ્થા ભર્યાં વાક્યોથી કંઇક દયા ઉત્પન્ન થઇને બોલી, "દીકરી મારી ઉપર શા માટે આટલો દોષ મૂકે છે ? તારો ભાવાર્થ હું સમજી ગઇ છું પણ હજી ક્યાં નક્કી થયું છે?! તારા બાપને હું સમજાવીશ હજુ સુધી જાણતી નથી કે આ કોણ આવ્યા છે. બ્હેન હવે જરાએ દીલગીર થઇશ નહિ" ગજરાની આંખમાંથી અશ્રુની ધારા વહેવા લાગી છે. આ જોઇ તેની માને પણ આંસુ ભરાઈ આવ્યા એટલામાં ઠાકોરે ઘરમાં આવીને કહ્યું "કેમ આ શું ઢોંગ મચાવ્યો છે ? આ આવ્યા છે તેમની કંઇ બરદાસ કરશો કે નહિ ? ગજરા તું બધાને માટે ચા તઇયાર કર" સરદારબાએ કહ્યું. એ તો ખરૂં, પણ આ આવ્યા છે કેમ ? તમે તમારી બુદ્ધિ પ્રમાણે ન ચાલો કોઈ પણ કાર્ય આરંભતાં વિચારની ખાસ જરૂર રહે છે" ઠાકોર ગુસ્સે થયા ને બોલ્યા "મેં શું વિચાર ન કર્યો ? "

"વિચાર કર્યો હોત તો મને પુછયું ન હોત ? શા માટે આ લોકોને બોલાવ્યા છે ?! તમારા મનને ભાજીપાલા સમજો છો" ગજરા બોલી "બાપુ કંઇ નહિં પણ એટલુંજ કહોને કે આ લોકો શા માટે આવ્યા છે ?" "એ તો બ્હેન તારો વિવાહ કરવો છે માટે તેડાવ્યા છે." ગજરા મનમાં જાણે કોઇને ઠપકો આપતી હોય તેમ.

" પતંગો પાંખ ફફડાવે, સદા દીપક ઉપર બળવ;

" વધુગર ખેરવે માટી, ને જલદી માટીમાં મળવા,

અરે ! મુરખ, નાહાન એક દિવસ ખાખ થવું છે. તો પછી શા માટે અહિતમાં ભાગ લઇ પોતાની કુમળીબાળાને હોમે છે ? રાવણ સરખો પણ રાજ, વૈભવ છોડી ચાલ્યો ગયો, તો આપણે શું હિસાબમાં ? કંઇ નહિ, એ તો નસીબજ કરે છે. તેમાં આ પિતા કારણરૂપ નીવડે છે શું પિતાથી મારી ધારેલી ઇચ્છા પાર પડે તેમ નથી ? છેજ પણ મારી ઇચ્છા તે જાણે છે. ચોકકસ આજે ચિન્તામણી મારફ હકીકત જણાવું '

રાજસિંહ ઠાકોરે આ ખટપટમાં વધુ ન રોકાતાં મેમાનોનિ પાસે જઇ ગપાટા મારવા શરૂ કર્યાં ગંજરાએ દરેકને મ ટે ચા બનાવી દીધી બાપાલાલે રસોઇની સામગ્રી એકઠી કરી પોતાનું કાર્ય શરૂ કર્યું ગામમાંથી બે ચાર આગેવાનોને બોલાવવામાં આવ્યા કારણ વિવાહ સંબંધીનું કામ એટલે ખાસ બોલવવાજ જોઇએ. ચિન્તામણીને આ સમાચાર મળવાથી તુર્ત પોતાની સખીના ઘેર આવી " અરે ! ગજરા બ્હેન આ શાની ધમાલ ચાલે છે ? "

" ઓહો ? સખી હું ત્હનેજ સંભાળતી હતી જોને આ મારો દુષ્ટ પીતા આત્માને હોમવા બેઠો છે તુ કંઇક

એને સમજાવે તો ઠીક મારાથી તેમના સામું બોલી શકાશે નહિ ને જો બોલવાનોજ પ્રસંગ આવ્યો તો જે છે તે અદર્શિત કરવા જરા પણ ઢીલ કરીશ નહિ." "ગજરા શાન્ત થા, ઉતાવળ કર નહિ. ત્હારૂં ભવિષ્ય જેના પ્રત્યે નિર્માણ થએલું છે, તેમાં અન્યથી કંઇ થઇ શકનાર નથી. જેને પેલા ભજનમાં પણ કહ્યું છે કે

મન તું શીદને ચિન્તા કરે કૃષ્ણને કરવું હોય તે કરો

એની હું ઠાકોરને ઘરમાં બોલાવી યુક્તીથી, કારણ સફળ થાય તેમ કરીશ."

એટલે તો કયારનોએ ગજરાનો વિવાહ થઇ કંકુમાં પાણી પડી ચુકયું હતું; આ ખ્યાલ એમને હતો નહિ જેથી ચિન્તામણી હિંમત રૂપી વચનામૃતો ગજરાને આપતી હતી. સમગ્ર થએલા યુવકો પોત પોતાના સ્થાને જવા માંડયા, આથી ચિન્તામણી કંઇક સમજી કે વિવાહ થઇ ગયો. ગજરાને આ સમાચારથી હૃદયમાં એકદમ આઘાત થયો, ને બેભાન સ્થિતિમાં નીચે પડી ગઇ ચિન્તામણી એ કેટલીક સારવાર કરી પણ ઉઠી શકી નહિ. તેની માએ જાણવાથી એકદમ દોડતી આવીને ગજરાનો હાથ પકડી બોલાવવા લાગી. બેટા, ગજરા ! કેમ આમ કરે છે ? બોલ તો ખરી" પણ પ્રત્યુત્તર ન મળવાથી સરદારખાની

ચક્ષુ આંસુથી ભીંજાઇ જાય છે. એક બાજુ ચિન્તામણી પણ શોકાતુર ચહેરે બેસી રહી છે. એટલામાં ઠાકોર ઘરમાં આવ્યા ને આ બનાવ જોઇ ગાભરા બની ગયા કે આ છે શું ? "અરે બેટા આ શું ? કેમ બોલતી નથી ? શું વિવાહમાં વિઘ્ન તે આનુંજ નામ ?"

ચિન્તામણી ઠાકોર તરફ જોઇને "મામાશ્રી આ સ્થિતિના કર્તારૂપ તમેજ છો જરાક મન સાથે વિચાર કરી દીર્ઘ દ્રષ્ટિથી કલ્પના કરીને આરંભ કર્યો હોત તો કદાપી આ સમય દ્રષ્ટિગોચર થાત નહિ."

"શું મેં આ કાર્ય ખોટું કર્યું ?" "હા, એક વખત નહિ પણ હજાર વખત ખોટું," "ત્યારે શું તું એમ કહેવા માંગે છે કે, વિવાહ કરવાનો અધિકાર દીકરનો છે ?" "ના પણ એટલું તો શાસ્ત્રાધારે કહી શકું છું કે દરેક માબાપે પુત્ર અગર પુત્રિનો સંબંધ જોડતા પહેલાં તેમનો ખાસ અભિપ્રાય લેવોજ જોઇએ. કારણકે ઉભયના ગુણ, ભાવના, આકૃતિ, ઉમ્મર, જ્ઞાન દરેક ઇચ્છાનુસાર હોયતોજ, તે જોડું સંસારમાં પોતાની ફરજો બજાવી, સુખી નિવડે, અને વડીલોની આબરૂમાં કંઇક વૃદ્ધિ કરતા થાય" ચિન્તામણી ! ત્હારૂં ડહાપણ જવા દે, ને ગજરાને સમજાવી ઉઠાડ" "મામાશ્રી તે તો ઉઠશેજ કંઇ આ સ્થિતિ કાયમ નહિજ રહી શકે પરન્તુ

મોટાનાં ફરજંદો, આમ દુઃખિ થાય, એજ હાલનો જમાનો છે, આથી તમને સ્વાર્થિઓને પ્રપંચી ભલે શેષ્ટ માનશે પણ હું તો ખાસ કૃતઘ્નિ ને ચંડાળજ માનીશ ભલે મારા મામા છો તેની દરકાર મને નથી. મને પણ હોમવામાં તમેજ સામેલ હતા. તેનું પરિણામ નજરે જુઓછો, છતાં પુનઃ સાહસિક બનોછો જેથી અલબત્ત મારાં વાકયો ઘટીટજ છે શું આ બિચારી નિઃસ્વાર્થિ નિર્દોષ બાળાને બળાત્કારે હોમશો ? કદી એમ નહિજ બને."

"અરે નાહાન છોકરી, આવા શબ્દો ઉચ્ચારતાં જરી પણ ડરતી નથી ? શું ત્હારા મનમાં અભિમાન ભરાયું છે ? ત્હારૂં નસીબ એમાં બીજાને દોષ દે છે ? વળી ચાંપલી થઇ ડહાપણ કરી આ છોકરીને પણ ભમાવે છે ? ખબરદાર જો હવેથી એ સંબંધી એક શબ્દ ઉચ્ચાર્યો તો ખબર નથી કે તે દિવસે મરતાં મરતાં બચાવી હતી." પોતાની સ્રીના સામું જોઇ "કેમ આટલું બધું બકી રહી છે, તેનું ભાન નથી ?"

"હું શું કરૂં ? તમારો દોષ છે, એટલે ગમે તે બોલે "શું મારો દોષ ?" "હા. તમારો." પટેલ ગુસ્સે થઇ "ઠીક હું જોઉંછું કે અટકાવ કોણ કરે છે." ચિન્તામણીને હવે અહિં વધારે રોકાવું ઠીક ન લાગવાથી ઉઠીને જતી વખતે બોલી કે "ધ્યાન રાખજો :મામાશ્રી, આ લગ્ન

કદાપી પરિપુર્ણ નીવડે તો. ” એમ કહી પોતાને ઘેર ચાલી ગઇ.

ગજરાને કંઇક શુદ્ધિ આવી હતી જેથી પડી પડી આ બનાવ જોયા કરતી હતી. ચિન્તામણીના ગયા પછી એકદમ ઉભી થઇને તેની માને કહેવા લાગી. “ તે શામાટે ચિન્તાણીને કાઢી મુકી ? ઠાકોરના તરફ જોઇને. “ બાપુ પણ નાના બાળક જેવા બન્યા. એતો ફાવે તેમ બોલે. તમારે મનમાં લાવવું ન જોઇએ. આપણો દોષ હોય તો ગમે તે માણુસ કહી શકે છે. ”

દોષ શબ્દથી કંઇક વિચારમાં પડયા કે “ આ છોકરી પણ મારો દોષ કાઢે છે. ખરી વાત છે કે મેં કોઇની સલાહ લીધા સીવાય આ કામ કર્યું. પણ ક્ષત્રિનું વચન હવે ફરી શકે નહિ રહાય તો દીકરી મરે કે જીવે કંકુમાં પાણી પડયું એટલે થઇ રહ્યું, બેટા મેં જે કંઇ જોયું છે તે સારૂં જ છે હરેક જગાએ નજર પહોંચાડી જોયું, છેવટે મારી ધ્યાનમાં આજ ઠીક આવ્યું. ”

છોકરી કંઇ બોલી શકી નહિ. છેવટે બાપને કહ્યું કે “ ચિન્તામણી અહિં આવશે તોજ હું જમવા બેસીસ. ” તેને ઠાકોરે નોકર મોકલી બોલાવી. તે રાજકોટના કાગળનો જવાબ લઇને ગજરાને મળી. “ બ્હેન લે આ કાગળ ”

કાગળ લઈ ગજરાએ હર્ષથી છાતી સાથે દાબી ચુમ્બનથી વધાવી લીધો. ને સખીને વાંચવાને ફરમાન કર્યું-

" વ્હાલી રમણી. હું ત્હને ભુલી નથીજ ગયો. કેટલીક બાહ્ય ઉપાધીઓથી આવી શકયો નથી તો ક્ષમા યાચું છું. ત્હારા પિતાશ્રી જે કાર્યને માટે ગયા હતા તે વૃત્તાંત જણાવવા હરકત ન હોય તો જણાવજે. હું ત્હને જરૂરથી મલીશ. જો કે હૃદય તો મળેલુંજ છે. ત્હારી દિવ્ય મુર્તિ ચક્ષુઓની દ્રષ્ટિમાં રમ્યા કરે છે. મારી છબી આ સાથે મોકલી છે. પત્ર દ્વારા કુશળતા જણાવતી રહેજે. "

લી૦ હવેતો તારો

આકાંક્ષી

પત્રમાંથી મળેલી પ્રિયતમની છબી કુમકુમથી વધાવી આજની દિલગીરી દૂર કરી હર્ષવંતી થઈ. સરદારબાના આનંદનો પાર રહયો નહિ. કારણકે જે પાંચ મિનિટ ઉપર બેભાનાવસ્થામાં હતી તે ગજરા અત્યારે આનંદિત ચહેરે પોતાની સાથે વાતચીત કરતાં જોઇ. ઠાકોર પણ મનમાં કંઇક આનંદ પામ્યા.

આવતા માસમાં લગ્નનું મુહુર્ત આવતું ન હોવાથી બાપાલાલે આજ માસમાં લગ્ન કરવા ઠાકોરને જણાવ્યું જેથી મુહુર્ત જોવા ઠાકોરે ગોરને કહ્યું. બાપાલાલે સંસ્કૃત ફક્ત અક્ષરો ઓળખતા હતા. શબ્દાર્થનું જ્ઞાન હતું નહિ

છતાં પોતાનો ધંધો ચાલાકી વાપરી દીપાવતા હતા. મુહૂર્ત જોઈ કંકોતરી લખવા ગોર બેઠા. ચિન્તામણી ને ગજરા આ બનાવ એક ચિત્તથી સાંભળીજ રહ્યાં હતાં ચિન્તામણીએ કહ્યું "બેન આમાં ગભરાવાનું કંઈ કારણ નથી આપણે તેમને હાલ આ સંબંધી ખબર આપીએ છીએ જો કે તારા બાપ તરફથી કંકોતરી તો જશેજ. પણ આપણે તે પહેલાં વિદિત કરવું તેજ ઠીક છે. ને વખતે લગ્નમાં તે ન આવે તો પણ હરકત શું છે ? ત્હારૂં હૃદય તો અર્પણ થઈ ગયું છે. પછી શરીરને ભલેને ફાવે તેમ કરે. હૃદયનું માલિક કોઈ નથી. ઠીક લગ્ન ખબર જલદી આપીએ. ખબર તો પડશેને કે તેમનું વચન કેટલી સત્યતા સાચવી શકે છે." ચિન્તામણી ગજરાના કહેવા પ્રમાણે લખવા બેઠી "નીચેની હકીકત વાંચી દીલગીર ન થતાં હૃદયને ધીરજ ધરવા ભલામણ કરૂં છું.

"નાથ મારા બાલુ તો આ લગ્નની કંકોતરીજ વાંચશો;
"કંકુ નથી નથી મમ અશ્રુના છાંટા પાડ્યા અવલોકશો.
"આ લગ્નમાં આવશો ? અંતર દુભાશે આપનું;
"મેળાપ ના ના મારો થશે દર્શન થશે ત્યાં બાપનું.
"સગાં સંબંધી તેડાવવા કંકોતરી પ્રિતે લખી;
"તે સૌ આવશે પણ દેખતાં થાશે દુઃખી.
"લગ્નની ચોરી નથી પણ છે મરણ તૈયારરે;

" મમ લગન કરશે ત્રાસથી પામીશ દુઃખનો પારરે.
" હિમત હોય આપની તો આપ્યું વચન તે પાળજો.
" દુર્ભાગી નિર્બળ જીવને આવે સમય સંભાળજો.

લી૦ ઓર્ડરથી

ચિન્તામણીના આર્શિર્વાદ.

" પ્રિયતમ !

" બીજું શું લખું ? આટલુંજ બસ છે. આપની કુશળતા ઇચ્છું એજ મારે બસ છે. કાર્ય કરવું એ આપની પ્રેમસત્તાનું બળ છે. પણ આપના કોમળ હૃદયને આઘાત ન પહોંચે તેવો રસ્તો શોધશો. મારૂં તો થવાનું હશે તે થશે. તમો કુશળ હશો જેથી હું મને કૃત કૃત્ય માનીશ.

વળી અભ્યાસ કરી પરીક્ષામાં ઉત્તીર્ણ નીવડશો ને આશાઓને પોષશો એજ ઉત્તમ માર્ગ છે.

પણ વચન પાળવું એજ નિશ્ચય માર્ગ હોય તો સ્વતંત્ર છો. હું મારા શરીરની સ્વતંત્રતા ભોગવતી નથી. ફક્ત જે કંઇ સ્વતંત્ર રૂપી હૃદય હતું તે આપને અર્પણ કરી દીધેલું છે. હવે મારી પાસે કંઇ નથી.

લી૦ હવે તો ચિત્તમાંથી ચાલી જવા તૈયાર થયેલી

આપની બાળપણની સજની તે હાલ એક અબળા

પત્ર મોકલવાને માટે પુર્વના જેવી વ્યવસ્થા ચિન્તા-

મણીએ કરી. આ માણુસ બોર્ડિંગમાં આવ્યો, પણ કોલેજનો ટાઈમ હોવાથી દરેક વિદ્યાર્થીઓ કોલેજમાં હતા. જેથી તેણે કોઈ વખત કોલેજ જોયેલી નહિ, બોર્ડીંગ પણ બેજ વખત જોયેલી. તે બાલુની હયાતીમાંજ.

આજે આ માણુસ કંઇ વિચારમાં પડયો કે "શું આ જગાએથી ભણુનારાઓ ચાલ્યા ગયા હશે ? કે એમને લડાઇમાં લઇ ગયા હશે ? રખેને પણ પણ પકડી જાય." આમ ઉભો ઉભો વિચાર કરે છે એટલામાં ત્યાંનો એક નોકર આવ્યો. ને તે બાલુને ખાસ ઓળખતો હતો જેથી કોલેજમાં આ માણુસને તેડી ગયો. કોલેજનું મકાન દૂરથી જોનારને ઘણું શોભાયમાન તેમજ ઘુમટદાર લાગતું. આ તો ગામડાનો માણુસ જેથી તેના સામુંજ જોઇ રહ્યો. "અંદર જઇ કોને પૂછવું હવે મારે જેમ બને તેમ પાછું પણ વહેલું જવું છે કારણ ગાડીનો ટાઈમ પછી મલતો નથી." આમ વિચાર કરે છે. કંઇ કારણસર બાલુને પ્રિન્સીપાલે બોલાવવાથી તેજ રસ્તે થઈ ઓફીસમાં જતો હતો આ માણુસને તે ઓળખતો હોવાથી. તુર્ત કાગળ મળ્યો. કાગળને ગજવામાંવાળી પેલાને ઉભા રહેવાનું કહી પ્રિન્સીપાલને મલવા ગયો. થોડાજ વખતમાં પરત આવી પેલા માણુસની સાથે બોર્ડિંગમાં ગયો ને કાગળ ફોડી નિરાંતે વાંચ્યો.

વાંચ્યા પછી તેની સ્થિતિ કંઇક બદલાઈ ને છેવટે આપોઆપ ભોંય ઉપર પડયો. તુતંજ પાછો સચેત થઇ બેહસ્તથી પોતાના માથાને સમ્પુટ કરી ઉંડા તર્કો કરવા લાગ્યો છેવટે પેલાને જવાબ આપવા બેઠો.

"વ્હાલી ! તું ચુંબક છે, હું લોહ છું. તું સુકાની છે, હું નાવિક છું તું વાદી છે, નાગ છું. તું દીપકનું તેલ છે, હું તેની વાટ છું. છેવટે એટલુંજ લખું છું કે"

"ધીરજ ધરજે શાણી સતી, પુનઃ મલીશ તુજને;
છે દૃઢ નિશ્ચય તો પછી, શાને દુભાવે મુજને."

લી૰ ત્હારો બાલુડો.

પેલા માણસને વિદાય કર્યો. સાંજના પાંચ વાગ્યા. દેવરાજ કોલેજમાંથી આવ્યો. બાલુને પુછ્યું. "કેમ ભાઇ બહાદુરસિંહ આજે વહેલા આવી શા માટે સુઇ રહ્યા છો ? શું શરીર તો નરમ નથી ને ?" "ભાઇ એમાંનું કંઇએ નથી, પણ જોને આ કાગળ. હવે મારે કરવું શું ? ત્હારા સિવાય કશું બને તેમ નથી. વચન આપેલું, તે કદી ફરે નહિ. ચહાયતો શિર જાય, યા લાડુ ખાય પણ મનનો નિશ્ચય ફેરવી શકું તેમ નથી."

દેવરાજ કાગળ વાંચી જરા હૃદયમાં દયા ઉત્પન્ન થવાની બોલ્યો. "તે બિચારીને શા માટે તેં ખાડામાં નાખી ?

ને હવે બીજાની મદદ માગે છે. કરવું તો કરવું નહિ ને કરવું તો કરવું નહિ. ક્યાં તને સમજાવવું પડે તેમ છે ”

“ પણ ભાઈ હું ડરૂં છું ક્યારે ? ફક્ત ત્હારી સલાહજ માગું છું ને તે પણ તું દુર રહીશ તો હું કંઇ બે વચની થઇ શકું તેમ નથીજ. આતો એક કરતાં બે ભલા દેવરાજ સમજી ગયો કે આપણે મિત્રને મદદ તો આપવીજ છે પછી ફુલાવાની શી જરૂર છે.

“ બહાદુર ! જરાએ ગભરાઈશ નહિ તારો મિત્ર તૈયારજ છે. બોલ શું યુક્તિ રચવી છે ! ” બાલુએ થોડીકવાર વિચાર કરવાની રજા માગી બહારથી પોષ્ટમેને કંકોતરી આપી દેવરાજે જોઇનેજ કહ્યું કે “ લો ભાઇ આ તેજ કંકોતરી આવી. મારે પણ ખાસ જવુંજ પડશે કારણ ઠાકોરનું આમંત્રણ વધારે છે. ”

શું યૂક્તિ રચવી તે બાલુએ દેવરાજને કહી દીધી તેને પણ ઠીક લાગવાથી બન્ને મિત્રો વાર્તાલાપના અંતમાં નિદ્રાની સત્તામાં સપડાયા.

આવતી કાલે સવારે લગ્નમાં જવાનું હતું. જેથી પૈસા વિગેરેનું સાધન જોઇએ તે સુપરિટેન્ડેન્ટ પાસે મુકેલી થાપણમાંથી કરી લીધું ને ઠાકોરને ત્યાં લગ્નમાં જવા બન્ને મિત્રો પ્રાતઃકાળે ટ્રેનમાં બેસી રવાના થયા.

બાલુને એટલું અભીમાન ખાસ હતું કે લગ્ન થઇ હસ્તમેળાપ થયેલી સ્રી મારે ન જોઇએ. આ કારણે પેતેજ વરરાજા બની પ્રિયા સાથે પાણી ગ્રહણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો હતો.



## પ્રકરણ ૪ થું.

### " આશાતે નિરાશા "




જના ૭ વાગ્યાના શુમારે ચિતોડગઢના કિલ્લા ઉપર એક યુવાન કંઇક નિરીક્ષણ કરતો, કરતો, ચર્ણશ્રમથી પહાડની ઉપર જતો હતો. ત્યાં જઇ એક શિવાલય પ્રાચીન કાળનું, ખંડેર જેવું હતું, તે જોવા બેઠો. દરેક મુર્તિ ખંડન કરેલીજ હતી. શું હિન્દુઓ ક્ષમા અર્પી શકે છે તેમ તેમના પ્રાચીન દેવોએ આ યવનોને ક્ષમા આપી હશે? કમળારાણીએ સતીત્વનાં પ્રભાવથી બારીથી પડતું મુકી પ્રાણત્યાગ કરેલો, આ જગા જોતાંજ જોનારનાં રોમાંચ ઊભાં થયા વગર રહેશે નહિ. આ યુવાન આવી દરેક જગાઓ જોઇને તૃષાનો ભોગી હોવાથી નજીકમાં કાળકા માતાનું મંદિર હતું. ત્યાં બ્રાહ્મણ પાણી દરેકને પાતો હોવાથી ત્યાં જઈ તૃષાથી શાન્ત થયો. એકાદ કલાક પહા-

ડની સ્વચ્છ હવા લેવાનું પસંદ કરી નિવૃત્તિ સ્થાન સ્વીકાર્યું. આ જગાએ વસ્તી હતી, પણ પ્રમાણમાં થોડી હતી. ઢોર વિગેરે રાખી ખેતી પણ કરવામાં આવી હતી. કુવાના પાણીથી શાકભાજી પકવવામાં આવતું હતું. આશરે ૧૨ થી ૧૫ માઇલ ઘેરાવાનો પહાડ હશે એમ અનુમાન થતું હતું.

રાત્રિ પડી જવાથી આ યુવક ચાલતો ચાલતો નીકળેલો નજીક ગામ હતું ત્યાં આવી લાગ્યો ગામનો કિલ્લો પત્થરનાં મકાનો, પહાડમાંથી નીકળતી સરિતાનો કર્ણેન્દ્રિયને કંઇક મધુરતા આપે એવો પહાડોથી ઘેરાયલી, ઘટાને દેખાવ જોતો જોતો પોતે સ્ટેશને આવ્યો. આ હદ જેને આપણે હાલ ખરા ક્ષત્રી પુત્ર ગણીએ છીએ તેજ ઉપરના રાણાની હતી. પહેલાં ચિતોડમાં ગાદી હતી. પણ કેટલાંક કારણોને અવલંબી ઉદયસિંહ રાણાએ પોતાના નામથી ઉદેપુર વસાવી ત્યાંજ ગાદી સ્થાપી હતી તે વખતનું રાજધાનીનું સ્થળ ચિતોડ મટીને ઉદેપુર થયું છે. આ રાણો શૈવ ધર્મી છે ને પોતાના શહેરથી દશેક માઇલ દુર એકલીંગી મહાદેવ છે. તેની ઉપર વધારે આસ્થા રાખે છે. હાલ બ્રાહ્મણોને પોતે સારી રીતે પુજે છે. ખરૂં જોતાં આધુનિક સમયના રાજ્યોમાં આ એક નાગરિકની પંક્તિનું છે.

રાત્રે દોઢ વાગે રતલામ જવાની ટ્રેન આવી તેમાં આ યુવક રવાના થયો. સવારે છ વાગે રતલામ આવ્યું, તેને કોઇ આગળના સ્થળે જવાનું હોવાથી સ્ટેશન ઉપર આરામ લીધો કારણ તેની ટ્રેન બપોરના સાડાબાર વાગે જતી હતી.

આ યુવાનની મુખમુદ્રા એટલી શોકવાન હતી કે બાહ્યજન કળી શકે નહિ. ગજરાનાજ વિચારો, "હવે શું થશે ? હું કયાં જઈશ ?" આમ પળે પળે વિચારો અંદર સમાઇ જતા હતા. વડોદરે જઈ મુંબાઈ જતાની ટ્રેન દિલ્હીજ સાડાબાર વાગે આવી, તેમાં દાખલ થયો. અંદર કેટલાક ગુજરાતીઓ બેઠેલા હતા, તેમાંના એકની સાથે સેજ પ્રસંગ નિમિત્તે વાતચીત થતાં બાલુલાલે તેને પૂછયું, "ભાઇ આપનું વતન કયાં ?" "મારૂં વતન સુરત" "આમ શા માટે ગયા હતા ?" કંઇ વેપાર સંબંધીના કામે કાનપુર ગયો હતો." "આપ કયી જ્ઞાતીના છો ?" "હું પાટીદાર છું." બાલુલાલ એટલી નમ્રતાજ બોલતો કે સાચો માણસ ચાહીને ઉત્તર આપે પેલા યુવકે બાલુલાલને પુછયું. મીસ્ટર આપના ઇતિહાસ પણ જાણવાની મારી ઇચ્છા છે." ભલે ઘણી સારી વાત છે, હું જ્ઞાતે રજપુત છું, ને મુંબાઈ કેટલાક કારણસર જાઉં છું આ તરફ ચિતોડ સુધી ગયો હતો. મારૂં નામ બાલુલાલ છે.

આપના જેવા શેઠીઆની નોકરી કરૂં છું." આમ અરસપરસ માહિતી, બન્નેએ મેળવી લીધી.

ટ્રેનની મિત્રાચારી એક સ્વપ્ન જેવીજ છે. જ્યાં સુધી સ્વપ્નમાં સુખ નજરે પડે છે, ને જાગૃતિમાં આવ્યા પછી તેનું એક અંશ પણ જોઇ શકતા નથી તે મીસાલ સૌ સોને ઉતરવાનાં સ્ટેશન આવતાં દરેક ઉતરી પડતા ગયા અને પેલા યુવક તો સ્ટેશન આવતાં આગળ વધ્યો આગલુ ત્યા ટ્રેનને ૦ાા કલાક રોકાણ હોવાથી બાલુલાલે પોતાના મિત્રને પોતાને આવવાના સમાચાર ટેલીગ્રાફથી જણાવ્યા ટ્રેન મુંબાઇ તરફ રવાના થઇ ગઈ રાત્રિ પડેલી હોવાથી બાલુલાલ ટ્રેનમાં જગા હોવાથી ઉંઘી ગયો.

ટ્રેન વસાઈની ખાડી ઉપર ઘણાજ જોસેં વેગથી ચાલવા લાગી, બાલુલાલની આંખ ઉઘડી ગઇ, બહાર જોતાં માલુમ પડયું કે મુંબાઇ હવે નજીક આવ્યું કે સામેથી દરીઓ પાસેજ છે એવાં ચિન્હ જેનારને જણાતાં આવતાં સવારના સાત વાગે ગ્રાંટરોડ સ્ટેશન આવ્યું બાલુલાલ પોતાને જવાનું સ્ટેશન આવવાથી ઉતરી પડયો એટલામાં મી૦ જીવણલાલ સામે આવેલાજ હતા તેમની મુલાકાત થઈ અરસપરસ બન્ને મિત્રોએ કુશળતા પુછી વિકટોરીઆ કરી જીવણલાલના મુકામે ગયા. ઘરમાંથી ગંગાના સમા-

ચાર પુછવામાં આવ્યા " તે ખુશીમાં છે ! આ શબ્દોએ બાલુલાલની કર્ણેન્દ્રિયને સચેત કરી કોઇ અપ્રસંગોપાત સ્ત્રીનો સ્વર ને પ્રિયાનુંજ નામ તેના મુખમાંથી નીકળવાથી પાંચ મિનિટ સુધી કંઇ પણ પ્રત્યુત્તર આપી સકયો નહિ, ને સ્તબ્ધ રહયો આ બાઇએ રૂબરૂ આવીને કહ્યું કેમ બાલુલાલ ગંગા તો ખુશીમાં છે ને ? હાસ્યવદને બોલ્યો, " હા, પણ તમો તેને કયાંથી એળખો ? શું તમે તેનાં કંઇ સ્નેહી યા મારા અપરિચિત કોઇ સગાં છો : કેમ મીસ્ટર આ કોણ છે ? હરકત ન હોય તો મહેરબાની કરી જરા ઓળખ આપો તો ઠીક " જીવણલાલે કહ્યું "તું એને નથી ઓળખતો ? " ના મારા પરીચયમાં કોઇ વખત આવેલાં નથી" મિત્રોની સ્ત્રીને જોવાનો આ પ્રસંગ પહેલોજ હતો. "ભાઈ એતો તારી ભાભી છે, ને ગંગા, એ નામ પાડનાર પણ તેજ છે" "હેં ત્યારે તો કેમ ખબર ન પૂછે ? અરે ભાભી તમારી ગંગા મઝામાં છે ને હરરોજ તમારૂં નામ ભુલતીજ નથી." પોતે કયા ઠેકાણેથી આવ્યો છે તે કોઇ જાણતું નથી. જીવણલાલને પણ સુરતનો તાર મળ્યો હતો, તે સિવાય બીજી માહિતી નહોતી.

વાંચકો ! ગંગાને અને જીવણલાલની સ્ત્રીને કયારે ઓળખ થઇ હતી, તે પુસ્તકની પૂર્ણતાએ આપ સમજી શકશો.

બાલુલાલ જે ઉદ્દેશથી અહિં આવ્યો હતો તે હકીકત જીવણલાલને ખાનગીમાં જણાવી કે "હું નકામો ખર્ચના બોજામાં આવું છું, ને તેને લઇને રોજગાર નિમિત્તે બહાર ફરવું તે વ્યાજબી નથી જો તેને કહીને જવા ધારૂં, તો રજા આપતી નથી. મારો તેની ઉપર એટલો પ્રેમ છે કે તેની ના ઉપર હું જઇ શકતો નથી. હવે મારે દેશાવર જવું એતો ચોક્કસ. માટે કંઇક યુક્તિ કરી છુટો થાઉં તો ઠીક."

જીવણલાલે ગંગાને મુંબઇ મુકી નોકરી મળે ત્યાં સુધી બહાર ફરવું ને પછી સવડે બોલાવી લેવી. આ સલાહ આપી. બાલુલાલને પણ ગમતીજ વાત હતી. જેથી આઠમે દિવસે જીવણલાલને અમુક સ્થળે આવવું એમ નક્કી કરી બાલુલાલ પરત જવા તૈયાર થયો. જીવણલાલની સ્ત્રીએ બન્નેનો સંકેત જાણવાને પુછ્યું. ઉભયે જવાબ આપ્યો નહિ. પોતે કંઇક સમજી હતી તે ઉપરથી કહેવા લાગી. "તમારા જેવા પુરૂષોનો કોણ વિશ્વાસ કરે ? જુઓને બિચારીને એકલી મુકી પોતે રઝળતા ફરવું છે." આ તરફ બાલુએ કંઇ લક્ષ આપ્યું નહિ સ્ટેશને જવાનો ટાઇમ થયેલો હોવાથી જીવણલાલ સાથે રવાના થયો. અહિંથી બી. બી. શી. આઇ રેલ્વેનો પંજાબમેલ રતલામ જતો હતો. તેનીજ ટીકીટ લઇ મિત્રને વાયદાસર હાજર રહેવાનું કહી રવાના થયો. જીવણલાલ પણ મુકામે આવી પોતાના આન્હિક કાર્યમાં પ્રવૃત્ત થયો.

વ્હાલીનો વિયોગ ભવિષ્યમાં થનારો હોવાથી બાલુલાલને ટ્રેનમાં જરાએ ચેન પડતું નહિ. ને વિચારોના ઉભરામાં નિદ્રા પણ પતિકુળ નીવડી "અરેરે ! બિચારી કોના આધારથી રહેશે ? કુદરત તું શામાટે વિયોગ કરાવે છે ? શું હું નક્કી વિયોગીજ બનવાનો ?" આમ પળે પળે બાલુનું હૃદય પજળતું હતું ટ્રેન તો પોતાના કાર્યમાં પ્રવૃત્તજ હતી, એટલે રતલામ સ્ટેશન આવ્યું, તેની પણ ખબર બાલુલાલને રહી નહિ.

પણ પોર્ટરોના અવાજથી તેને ભાન થયું. ને ઉતરી પડયો. રાતના દશની ત્રેનમાં ચિતોડ તરફ જવા રવાના થયો. સવારના છ વાગે આ સ્ટેશન કુદરતી કિલ્લામાં સપડાયેલું જોનારની દ્રષ્ટિને આનંદ આપતું નજરે પડયું ઉતારૂઓ પોતપોતાનો સામાન લઈ ઉતરી પડયા. પ્રિય વાંચકો આપણો નાયક પણ વ્હાલીને મળવાની શીઘ્ર આશાથી બહાવરો બની ઉતર્યો.

આ તરફ જ્યારથી બાલુલાલ ગંગાથી છુટો પડયો હતો ત્યારથી ગંગા દરરોજ નિખાલસ દ્રષ્ટિથી બાલુનુંજ સ્મરણ કર્યા કરતી હતી. પણ આજે તો પ્રતિ આવનાર છે એમ જાણતી હતી

કારણુ કે સવારે તેને પોષ્ટકાર્ડમાં સમાચાર મલ્યા હતા પણુ સાંજના આવશે એમ ધારી તે પોતાનાં તેમજ પિયુનાં કપડાં લઇ ઘરનું દ્વાર બંધ કરી તળાવ ઉપર ગઈ.

બપોરના બે વાગ્યાના સુમારે બાલુલાલે પોતાના મકાનમાં આવી જોયું તો તાળું દીઠું આથી કંઈક ગુસ્સે થઇ તૃષાતુર હોવાથી પડોશમાં રાધા રહેતી હતી, ત્યાં જઇ પીવાનું પાણી મંગાવીને પીધું. રાધાએ બેસવાને માટે ખાટલો પાથરી આપ્યો ને તળાવ ઉપર ગંગાને બોલાવવા માટે ગઇ. પ્રિયાનાં દર્શન કરવા બાળુના ચક્ષુઓ તલપી રહયાં હતાં એટલામાં રાધા, ગંગાસહ આવી ઉભયે નયનો દ્વારા કુશળતા પુછી પણુ બાહ્ય આકૃતિ ક્રોધયુકત બતાવીને કહ્યું કે "આવા મધ્યાન્હકાળે એકલાં જવું એ કંઇ ભાન છે! અને હું આવનાર છું એતો તું જાણુતીજ હતી. ઠીક છે કે એતો રાધા બેન હતાં એટલે મને વિશેષ અડચણુ પડી નહિ. આવી કયાં સુધી રહીશ? પરદેશમાં આવું નભે નહિ." ગંગાએ બારણું ખોલ્યું, બાલુએ અંદર જઇ પ્રેમ યુકત એક ખુશાલીની લપડાક ચહોડી દિધી "અરે વ્હાલા હજુ તમે એવાને એવાજ રહ્યા ધોલ મારવાથી શું હાથમાં આવ્યું?"

"એતો આનંદની મશ્કરી કહેવાય અરે! પણુ તને શું શું અડચણુ પડી હતી, તેતો કહે" "વ્હાલા અડચણુ

ફકત તમો નહોતા તેજ હતી, તે હવે ટળી ગઇ બાકી તો બધી અનુકુળતા કરીનેજ તમો ગયા હતા, એટલે શું હરકત હોય? રાધાબેન હરવખત અહિં આવતાં હતાં. અને હું તેમની સાથે દેવ દર્શન જતી હતી વળી કંઇ કામ પડે તો પેલા ચુનીલાલજી કરી આપતા હતા.""ત્યારે ઠીક મને તો તારીજ ચિન્તા હતી." "પણ તમો શું કરી આવ્યા તે તો કહો" "કરવાનું શું હતું!" "ત્યારે ગયા હતા શામાટે?"

"વળી નોકરીની તપાસ કરવા." ત્યારે કહિજ નાખોને કે આમ કર્યું છે."

"ત્હને કહ્યા વગર ચાલવાનું છે? તારે તો ત્યાં આવવાનુંજ છે. બોલ ત્હને મુંબઇ રહેવું ઠીક પડશે કે નહિ?" "તમો રહેશો ત્યાં મારે સર્વ બાબતની અનુકુળતાજ છે." "તું ત્યાં કોઇને ઓળખે છે?" "હા""કોને" "તમારા મિત્રની સ્રીને" "કયા મિત્ર?" "વળી જીવણલાલ તમો જાણો છો છતાં મને પુછો છો" "એ તો એણે તારી ખબર પુછી છે માટે હું તેને ઓળખઉ છું" "ત્યારના આડું અવળું શા માટે પુછો છો? એમજ કહોને કે અમુકે ખબર પુછી છે."

"અરે! પણ એક તારી સલાહ લેવાની મારે ખાસ જરૂર છે વખતે મારે વેપારના કે નોકરીના કામે બહાર

ગામ જવું પડે તો તું ત્યાં એકલી રહે કે કેમ?" "ના તમારા વિના તો જરાએ વાર નજ રહું" "ઠીક છે, હવે હાલતો એ વાત નથી. વીશી વાળો થાળી બરાબર મુકી જાય છે ને ?" "હા સાતેક વાગે આવશે." "પણ મને ભુખ લાગી છે માટે કંઇક નાસ્તો કરીએ એવું લાવે તો ઠીક" લો આ મારી પાસે થોડીક બરફીને પુરીઓ પડી છે. ખાઇ લો."

બાલુલાલે થોડુંક ખાધું ને પીવાનું પાણી માગ્યું, માટલીમાં જઇ ગંગાએ જોયું તો તે પણ ખાલીજ દીઠી, હવે શું કરે જરા ગભરાઇ તો ખરી કારણ આજે આમ ઉપરા ઉપરી ભુલો થતી હતી જેથી વખતે સ્વામી ગુસ્સે થઇ જાય રાધા પાસેથી પાણી લાવીને આપ્યું બાલુલાલે તેને ઠપકો આપ્યો કે "તું નવરી બેસી ગપાટા મારે છે પાણી સરખું ન રાખે, એ શું કહેવાય ? તારે ત્યાં કોઇ બે માણસ આવ્યા તો પહેલાં પાણી વગર શું આપવાની?! હવે તો પુરેપુરી ઠકરાણી બની ગઈ છે. બાપને ત્યાં ગાડીવ ઘોડા ને મોટરો દીઠેલી એટલે અહીં પણ એવુંજ કરવા જાય છે. ત્હને ખબર છે કે પરદેશમા કેવા કેવા સંકટોથી બચાવ કરવો પડે છે."

ઠપકો આપી પોતે શાંત થયો કારણ ગંગા એવા સ્વભાવની હતી કે પતિ સામું ઉંચા સ્વરે કદાપી ભાષણ કરતી નહિ.

આજનો દિવસ ઉભયને માટે આનંદમય હતો ભોજન કર્યા બાદ વિયોગી જોડું અત્યાનંદ ભોગવવા લાગ્યું. કેટલાક કારણસર રાધાના બોલવાથી ગંગાને ત્યાં જવું પડયું આથી બાલુલાલને જો કે વિક્ષેપ જેવું થયું પરન્તુ રાધા પ્રેમથી ચાહતી હતી, એટલે અન્ય ઉપાય થઇ શકયો નહિ. થોડીક વારે તેણે બળતો દીવો બંધ કરી દીવાસળી જડતી નથી, આ નિમિત્તે ગંગાને બોલાવી તેતો બાબુલાલની ટેવ જાણતીજ હતી, કે મને બોલાવવા ખાતરજ આ પ્રયત્ન આરંભ્યો છે જોકે હૃદયેચ્છા તો ઉઠવાનીજ હતી છતાં બેસી રહી હતી તેનું કારણ એજકે રાધાનું મન દુભાય.

“ લો શું કહો છો? જરીએ વાર બેસવા દેતા નથી. તમારી પાસે તો પેટી પડી છે.”

“ વ્હાલી મારે કંઈ પેટીની જરૂર નથી, પણ તારી દીદીપ્તમાન આકૃતિનાં દર્શનનો વિયોગ સહન થઇ શકતો નથી. તને ખબર તો છે કે કેટલે દુરથી હું થાકયો પાકયો આવ્યો છુ” “અરે વ્હાલા હું આપની સેવામાં નિરંતર હાજરજછું. પણ કોઇ માણસ આપણે માટે પોતાની વ્હાલી વસ્તુનો ત્યાગ કરે તો પછી શું તેનો બદલો નજ વાળવો ?” “ હું એમ કયારે કહુંછું કે નજ વાળવો

બેશક તેનો બદલો તો શું પણ તેથી અધિક અર્પણ કરવું જોઇએ. પણ અત્યારે કંઈ ખાસ જરૂરી કામ નહોતું ટલેએ શીદને નકામા રોકાઈ રહેવું." "ઠીક હવે એ અધ્યાયને પુરો કરી કંઈક ઉપયોગી વીષય થાય તો ઠીક.

" ઉપયોગીમાં એજ કે આપણે હવે અત્રે વધુ વખત રહેવાનું નથી" ગંગા પતિ સેવા કરતાં ઉત્તર આપે છે " પ્રાણનાથ ! કયા નિશ્ચય ઉપર આવ્યા છો ?" "નિશ્ચય એજકે મુંબાઇ રહેવું" ઠીક અહિંથી કયા દિવસે નકકી કરવાનું છે ?" "કાલે કહીશ" સેજ નિંદ્રા આવવાથી બાલુલાલ બોલતાં બંધ થયો, ગંગા પણ શ્રમિત થયેલાને વધુ પ્રવૃત્તિથી દુર રાખવાની ખાતર સુઇ ગઇ. પ્રાત:કાળે ગ્રહકાર્યથી પરવારી, પતિની સેવામાં હાજર રહેનારી ગંગાએ બાલુલાલને માટે ચા બનાવી પોતાને આજનો દિવસ ઘણાજ હર્ષનો છે એમ માની ચાનો કપ પ્રાણનાથની આગળ રજુ કર્યો.

આજનો દિવસ વ્યતિત કરી બીજા દિવસે જવાનું નકકી કર્યું તેમની સાથે સ્નેહ ધરાવનાર રાધા તથા ચંચળ પણ આજે આ સ્થળનાં વિયોગી બનવાના હતાં એટલે હવે બીજા પાડોશીઓમાં કોઇ ગુજરાતી હતા નહિ. જેથી આ વર્ગને એકલાં રહેવા અડચણ હતી.

સાંજે ભાડાની ગાડી કરી સવારે મુંબાઇ જવાને તૈયાર થઇ, ચુનીલાલજીને બક્ષીસમાં રૂ. ૨) આપી, પરમાત્માના દિવ્ય સ્થાનને પ્રણામ કરી ઉદયમાર્થે બાલુલાલ ગંગા સહ રવાના થયો ચિતોડ આવી ખંડવા જતી ત્રેનમાં બેઠો ખંડવા સ્ટેશને જીવણલાલમે સામા આવવાનો આજનો દિવસ મુકરર કરેલો હતો. જેથી બાલુલાલે તપાસ કરી પણ કોઈ સ્થળે ધારેલો સંકેત પાર પડયો જણાયો નહિ. આથી બાલુલાલનું મન ઘણુંજ ઉદ્વેગ પામ્યું કે હવે કયા રસ્તે ઉતરવું "ધોબીનો કુતરો ઘરનો એ નહિ ને ઘાટનોએ નહિ." નજીકમાં ધર્મશાળા હતી ત્યાં બન્નેએ મુકામ કર્યો સાંજના ચાર વાગે મુંબઇથી ફાસ્ટટ્રેન આવતી હતી તેનાં પેસેંજરો જોવાને બાલુલાલ સ્ટેશને ગયો એટલામાં ટ્રેનમાંથી ઉતરતાં જીવણલાલને જોયો બન્ને મિત્રો હર્ષથી ભેટયા જીવણલાલ સવારની ગાડી ચુકી ગયો હતો જેથી મુકરર કરેલા વખતે આવી ન શકાયા બદલ મિત્રની માફી માગી ધર્મશાળાએ જઇ ગંગાના સમાચાર પુછયા ગંગા તો કંઈક વિસ્મયતાથી જોઇજ રહીને બોલી "તમો અહિં કયાંથી ?" "હું મારા પ્રોફેસરના કામે ઇન્દોર ગયો હતો તે આવતાં અહિંઆં ટ્રેન બદલવી પડે છે માટે હું ઉતર્યો. એટલામાં તો આ તમારા સ્વામીનાથની અક-સ્માત ભેટ થઈને કહ્યું કે ગંગા પણ અહિંજ છે જેથી

તમારી મુલાકાત લેવા ખાસ હું અહિં આવ્યો” ગંગાએ પ્રત્યુત્તરમાં કહ્યું કે “ ઘણીજ આનંદની વાત છે કે અણુધાર્યા તમો મળી ગયા અમો ત્યાંજ આવતાં હતાં. એતો ખરૂં પણ મારી બેનપણી મઝામાં છેને ! તેની તો ખબર કહેતા એ નથી.” હા તે હરરોજ તમારૂંજ સ્મરણ કરે છે ઘણોજ ઉત્તમ સુયોગ આવ્યો કે તમો ત્યાંજ આવો છો પણ બાલુલાલ ગાડી કેટલા વાગે આવે છે મારે જવાની ત્રેન તો ચુકી ગયો હવે જુઓને રાત્રે મેલ આવશે તેમાંજ જવાનો વિચાર રાખીએ બાલુલાલે ગાર્ડમાં જોઇ કહ્યું “હા ભાઈ તેમજ કરો રાત્રે દશ વાગે મેલ આવે છે.”

પોતાની પાસે ભાથું હતું તે ગંગાએ દરેકને આપ્યું ઇચ્છાનુસાર ખાઇને આ ત્રીપુટી સેજ આરામ નિમિત્તે પથારીવશ થઇ જીવણલાલને ઉજાગરો હોવાથી તે તુર્ત ઉંઘીજ ગયો બાલુલાલને તો શાની ઉંઘ આવે કારણકે પ્રિયાથી આજે વિખુટું પડવાનું હતું કંઈક એવા દીર્ઘ વિચારો પર આવિ ગયો કે ગંગાએ બે વખત બુમ પાડી છતાં સાંભળી શકયો નહિ છેવટે કંઈક કર્ણેન્દ્રિયને ભાન થવાથી જાણે ચમકી ઉઠયો હોય તેમ બેબાકરો બોલી ઉઠયો. “વ્હાલી શા માટે બુમ પાડે છે ! મારૂં મગજ હાલ ઠેકાણે નથી કોણ જાણે શા માટે આમ થતું હશે ?” ગંગા બોલી “ પ્રાણનાથ તમો હરરોજ વિચારો ક્યાં કરો

છો. કોણ જાણે શું ધાર્યું છે તેની મને કંઈ સુજ પડતી નથી આમને આમ શરીરની ખુવારી કરવાના છો જે તે એકજ નિશ્ચય ઉપર આવી તે કામ કરવુંજ ફાયદાકારક છે, તેમાં મને તો કાંઈપણુ કહેતાજ નથી આનો મુદ્દો હું કંઈ સમજી શકતી નથી, હશે જે થવાનું છે તે થયાજ કરશે પણ હવે તમારે કોઇ પણ વિષય ઉપર વિચાર કરવો નહિ જુઓ ઘડીઆળમાં કેટલા વાગ્યા !" "ઓહો નવ વાગી ગયા ચાલ બિસ્ત્રો ટ્રંક તૈયાર કર ગાડીનો વખત થવા આવ્યો છે. જીવણુલાલ ઓ જીવણુલાલ ઉઠો નવ વાગી ગયા છે. જીવણુલાલે ઉઠીને પોતાનો બિસ્ત્રો તૈયાર કર્યો બધા સ્ટેશને ગયાં મુંબઈની ટીકીટ લેવા ની હતી. ગંગાને જાજરૂ જવું હતું એટલે જીવણુલાલ તેને દેખાડવાને માટે ગયો આ ટાઇમ બંને મિત્રોને ઘણોજ જરૂરી થઇ પડ્યો કેમકે ગંગાની હુજરૂમાં વાતચીત થઇ શકે તેમ હતું નહિ, જીવણુલાલે ગંગાને તેડી મુંબાઇ જવું ને બાલુલાલે અહિંથી કોઇ બીજાજ સ્થળે જવું આ પ્રમાણે ઠરાવ કરી ગંગાને ખબર પડે નહિ તે પ્રમાણે જીવણુલાલ ટીકીટ લઇ આવ્યો. ટ્રેન આવી ગંગા સહ જીવણુલાલ તથા બાલુલાલે પોતાની જગા સંભાળી લીધી. પૂર્વનો સંકેત પરિપૂર્ણ કરવા પાણી લેવા નિમિત્તે બાલુ- ટ્રેનમાંથી ઉતરી સ્ટેશનના કમ્પાઉન્ડમાં ગયો ટ્રેન ઉપડી

ગઈ. ગંગા પોતાના સ્વામીની રાહ જોઈ બારણા આગળ ઉભીજ રહી હતી. તે જીવણલાલને કહેવા લાગી:"તમે કંઈ પ્રયત્ન કરતા નથી ગાર્ડને કહી ટ્રેન અટકાવો યા તો આ સિંગનલ ખેંચી ચાલતી ટ્રેનને અટકાવો, તે કેવી રીતે હવે આવી શકશે."

જીવણલાલને તો આ બાબત પ્રિય (અનુકુળ) હતી જેથી ગંગાના બોલવા તરફ કિંચિંતૂ દ્રષ્ટિ ન કરતાં આશ્વાસન પુરતાજ બે શબ્દો કહ્યા "ગંગા બાલુલાલની કંઈ પણ ચિન્તા કરવાની જરૂર નથી બીજી ટ્રેનમાં આવશે આવા જુજ કારણે શિગનલથી ટ્રેન ઉભી રાખવી એ કાયદા વિરૂદ્ધ છે." આ શબ્દોથી ગંગાને શાન્તિ થાય તેમ હતીજ નહિ, છેવટે નિરાશાની છાયામાં આવી કંઇક સ્વ સુખમાંથી પયરસનું જ્ઞાન ઈચ્છાનુસાર પ્રેક્ષકોને આપવા લાગી.

"વિસરી સઘળો મુજ પ્રેમ ભલે, થઇ ભગ્ન પ્રતિજ્ઞા ભલે પ્રિય એ;"

"પ્રતિકારની ના અભિલાષ ઉરે મુજને હજુ બહુ પતિનું ગમે."

", પરિવર્તનને વિભુ કદિ હું પણ ક્રુર અરે કદિએ ન ભનું."

"મુખ એ પર ક્રોધ જરી ન કરૂં, મરતાં મરતાં પણ એજ સ્મરૂં."

"સુખને સમયે બહુ વાર મળ્યાં, ઉડી હર્ષની છોળ ફીલો લપટયાં."

"સુખી કાલ ન એ ટકી નિત્ય શકે ઉર લોભ હજુ ય છતાં ન ત્યજે."

"મુજ હાલત આ કદિ ગાઈ રહું, ઝરશે જલતો કદિ રોઇ રહું."

"ગત કાલ સ્મરી ઉપકારી બનું, પછી વૈરની કેમ ઉમેદ ધરૂં."



## પ્રકરણ ૫ મું.



ગ્રીષ્મ ઋતુ પોતાનું પ્રચંડ રૂપ દર્શાવી રહી હતી, પક્ષીઓ પણ મધુર ફળોનો સ્વાદ ચાખતા વૃક્ષની ડાળીઓને હલાવી રહ્યાં હતાં બપોરનો સમય થઇ ગયો હતો, સુર્યે પોતાનું બળ પુરેપુરી રીતે અજમાવ્યું હતું. પવન પણ મંદ મંદ ફરકતો હતો, રસ્તે ચાલતાં મનુષ્યોને કંઇક ઉકળાટ થતો હતો. આ અરસામાં બે યુવાનો એક આંબાના વૃક્ષ તળે વિસામો લેવા માટે ગરમી દૂર કરવા બેઠા હોય તેવી સ્થિતિમાં જણાયા. એકની ઉમ્મર વીશેક વર્ષની, શરીર

ગોળાટ, બાંધો ભભકાદ.ર ચહેરાવાળો, ને ચાલાક જણાતો હતો, બીજાની ઉમ્મર કંઇક ઓછી, શરીરે શ્યામ વર્ણી, પણ બુદ્ધિમાં કંઇક આગળ પડતો હતો, એવું તેમની અન્યોન્યની ચર્ચા ઉપરથી કલ્પી શકાતું હતું આજ અરસામાં ઉત્તર દિશાએથી કેટલાંક માણસો અશ્વારૂઢ થઈ આ તરફ આવતાં જણાયાં. ગ્રિષ્મની સત્તાથી થોડોક વખત તદૂર રહેવા આજ આંબાના વૃક્ષ તળે તેમણે આશ્રય લીધો. પૂર્વના યુવકોમાંના એકે તેમને પુછયું "મોટાઓ આમ કયાં પધારશો ?" વૃદ્ધ ઘોડેસ્વારે જવાબ આપ્યો. "ભાઇ પેલું સામે જે દેખાય છે. ત્યાંના દરબારને ત્યાં જાન લઈ અમો જઇએ છીએ. આપ કયાં જાઓ છો ? " અમારે પણ એજ ગામમાં જવું છે પણ પાંચેક મિનિટ રોકાઈ તુર્ત પાછા ફરવાનો વિચાર છે. "ત્યારે એટલા માટે આવવાનું શું કારણ ?,, " કાકા એક માણસની મુલાકાતજ લેવાની જરૂર છે પછી વધુ વખત રોકાવાથી તમોને ઘણું નુકશાન વેઠવું પડે તેમ છે,, "ભઇ આપ શું ઉદ્યમ કરો છો ,, હું અમદાવાદમાં કોલસાનો વેપાર કરૂં છું" ડોસાએ બીજાને પુછયું "ભાઇ તમો શું કરો છો ? " હું એમનો ગુમાસ્તો છું" આ ડોસો વરરાજાનો મોટો ભાઈ હતો. પ્રિય વાંચકો આ વૃક્ષ તળે પ્રથમ જે યૂવકો આવેલા તે બાલુ ને દેવરાજજ હતા.

બાલુએ ડોસાને કહ્યું "કાકા જાનમાં તો વરરાજા, બીજા કેટલાક સેવકો, વળી વાજીંત્ર વિગેરે હોવું જોઇએ તેમાંનું કંઇ જણાતું નથી તેનું શું કારણ ?" "ભાઇ એ બધું પાછળ આવે છે અમો ફક્ત વેવાઇને ખબર આપવા માટે આગળથી જઇએ છીએ" "આપ વરના શું સંબંધી થાઓ ?,, હું તેનો મોટો ભાઇ છું." "ત્યારે તો વાંધો નહિ અમારી ઇચ્છા પુર્ણ થશેજ" "કેમ ભાઇ તમારી શું ઇચ્છા છે ?" જુઓ અમોએ તમારી જ્ઞાતિની જાન કોઇ વખત જોઇ નથી તે અત્યારે જોવાનો પ્રસંગ આવ્યો છે. પણ કાકા વિઘ્ન તેટલુંજ છે કે જાન રાત્રે આવશે ને અમારે તુર્ત પાછા જવું છે. તો કેવી રીતે ઇચ્છા પુર્ણ થશે ?" "ભાઇ તમારે ખાસ વિચાર હોય તો રોકાઇ જાઓ" "પણ રોકાવાથી અમને જીંદગીનું નુકશાન શોષવું પડે તેમ છે" "ત્યારે અહિંથી આઠેક માઇલ ઉપર જાનનો મુકામ છે ત્યાં જાઓને મનેચ્છા પુર્ણ કરો," "પણ કાકા અમો થાકી ગયા : છીએ તે કેવિ રીતે જઇ શકીએ ? જો તમારાં ઘોડાં આપો તો તમારી ઇચ્છા પુર્ણ થાય" ડોસાએ બન્ને જણને પોતાનાં ઘોડાં આપી જાન જોવા રવાના કર્યા, આ બન્નો મિત્રોએ પુરાવા માટે ડોસા પાસેથી એવું લખાવી લીધું હતું કે આ બન્ને વરરાજા ઓળખાવશો. આઠ માઇલનો રસ્તો ફક્ત ૦ાા કલાકમાં કાપી

જ્યાં જાનનો મુકામ પડયો છે ત્યાં આવી પહોંચ્યાને એક જણને ચિઠ્ઠી બતાવી બાલુએ વરરાજાને જોઇને કહ્યું કે ઠાકોર સાહેબ ઘણું જ ગુસ્સે થયા છે કારણ કે લગ્નનો ટાઇમ વિતી જાય છે. આજ કારણે તમારા જાનના માણસોએ વરરાજાને લેવા માટે અમને પોતાનાં ઘોડાં તથા ચિઠ્ઠી લખી આપી તાત્કાલીક મોકલ્યા છે ” આ પ્રમાણે હકીકત જાહેર કરવાથી વરરાજા પોતાના ઘોડા ઉપર સ્વાર થઇ ગયો આ ત્રિપુટી રવાના થઇ ગઇ ચારેક માઇલ ઉપર એક ભયંકર ઝાડીવાળું જંગલ આવ્યું ત્યાંથી પેલા મિત્રોએ રસ્તો પલટયો વરરાજા બોલી ઉઠયો “ ભાઇ એ રસ્તે શા માટે વળો છો ? બાલુએ કહ્યું “ તમે તમારી મેળે ચાલ્યા આવોને આ નજીકનો રસ્તો છે. જો ટાઇમ વિતી જશે તો ઠાકોર સાહેબ તમને ને અમોને પણ ઉભા રહેવા દેશે નહિ, આ ધમકીથી વરરાજાએ પાછળ પાછળ પોતાનો અશ્વ હાંકવા માંડી આગળ વધતાં મોટી ખીણ આવી આ સ્થળે પેલા બન્ને જણે પોતાના અશ્વો ઉભા રાખી વરરાજાને તેનો તમામ પોષાક ઉતારવા બાલુએ કહ્યું. બિચારો આશા ભર્યો રજપુત પુત્ર આભોજ બની ગયો કે આ શું છે કંઇ સમજાતું નથી એમ વિચાર કરે છે ત્યાં તો બાલુએ તમંચો કાઢીને બતાવી કહ્યું કે જો જલદી અમારા કહેવા પ્રમાણે નહિ વર્તે તો તારૂં મૃત્યુ કરતાં મને જરાએ વાર લાગવાની નથી

હજુ તું અમોને ઓળખતો નથી અમારાં નામ તારા જાણવામાં આવીજ ગયાં હશે જેને લોકો બારવટીઆ કહે છે તેજ અમો ચાલ કેટલી વાર લગાડે છે? જલદી કર એટલું તારૂં પુર્વનું પુણ્ય સમજજે કે તને જીવતો મૂકીએ છીએ આ પ્રમાણે અણધારી આફતમાં આ ક્ષત્રી પૂત્ર કંઈ કરી શકયો નહિ ને બન્નેના તાપથી પોતાનો તમામ પોશાક ઉતારી આપ્યો. બાલુએ તે પોષાક પહેરી લીધો ને વરના ઘોડા ઉપર સ્વાર થયો. પોતાના ઘોડાને ત્યાં ઝાડના થડે મજબૂત બાંધ્યો ને વરરાજાને ઘોડાની રાસ તથા તેનાં લુગડાં વડે ખેરના વૃક્ષ સાથે સજ્જડ બાંધ્યો કે, બીજા કોઇને બંધન મુકત કરતાં ઘણુંજ બળ અજમાવવું પડે આ સ્થળ એવું હતું કે દિવસોના દિવસ વીતી જાય પણ માણસની દૃષ્ટિએ પડે નહિ આ પ્રમાણે પોતાના સ્વાર્થ સાધવાની ખાતર અધમતા વાપરી બન્ને મિત્રો પોતાના કાર્યને પરિપુર્ણ કરવા ઠાકોરના ગામ તરફ વિદાય થયા.

મરણ સ્વાધિન તુજને કરશે તુજ દેહ આ વનમાં પડશે
સ્વાધીન થવું જો નહિ સમજે ? પ્રાણ તારો કદી ન બચશે

દેવરાજે કહ્યું " ભાઈ આ ઘોડાઓને આપણે કયાં બાંધીશું ? " " અરે ગમે તે ઠેકાણે બાંધીશું તેની જરાએ તારે ચિન્તા કરવી નહિ, પણ આ આપણી યુક્તિના સમાચાર ભજરાને પહોંચાડવા કે કેમ ? " " અલબત

પહોંચાડવાજ જોઇએ નહિતર વખતે સ્ત્રી જાતી છે શું એ કરે ! ને સમાચાર મોકલ્યા હોય તો કંઇક ધીરજ રહે." બાલુને એક યુક્તિ એવી સુઝીકે દેવરાજને ' ઠાકોરના ત્યાં મોકલવો ને કહેવરાવવું કે બહાદુર સવારે આવશે કેટલાક કારણ સર રોકાઈ ગયો છે. ચિન્તામણી માર્ફત ગજરાને સમાચાર પહોંચાડવા દેવરાજને આ પ્રિન્સીપલ ઠીક લાગ્યો, ને બોલ્યો " ભાઇ એ બધી યુક્તિ ઓલરાઇટ છે, પણ તમારે ખાસ સાવધ રહેવાની જરૂર છે. જો કંઇ પકડાઇ ગયા તો તમારા પુરેપુરા બાર વાગશે, ભેગા મારે પણ દોરાવું પડશે." " અરે ભાઇ મોરનાં ઇંડાંને ચીતરવાં પડતાં હશે કે ?

" રચવો છે કઠણ દાવ પછી ડર શાનો !
" મરવું, કે જીવવું એજ નિશ્ચય છે મારો.
" પ્રયત્ન કરવાથી મળે છે ધનને દારા,
" વળી શું મળતું નથી કહેને મિત્ર મારા

દેવરાજ બાગોળ આવવાથી પૂર્વની યુક્તિ પ્રમાણે ધારેલી ધારણા બર લાવવા નિમિત્તે ઠાકોર રામસિંહને ત્યાં ગયો. મિત્ર મંડળના આકર્ષણથી તમામ ગ્રહવાસીઓએ દેવરાજની કુશળતા ઇચ્છી બહાદુરપુરના સમાચાર પુછવા આક ર્યાં દેવરાજે પ્રત્યુત્તરમાં જણાવ્યું કે "તે સવારની ટ્રેનમાં આવશે

કેટલાક સાહેબના અગત્યના કામે રોકાઈ ગયા છે." દેવરાજને જે ચિન્તા હૃદયમાં પ્રજ્વલિત થઇ રહી હતી તે હવે દુર થઇ કારણકે રસ્તામાં જે જાન તરફના માણસો મળ્યા હતા તેમનો મુકામ બીજા સ્થળે હતો. જેથી પરિચયમાં આવી શકાય તેમ ન હોતું. દેવરાજને એક ચિન્તાનો પાયો દુર થયો નહોતો તે એજ કે પોતાની યૂક્તિ કોની મારફત ગજરાને કહેવી. વખતે હાલ ન કહેવાય તો લગ્નમાં કઇ વિઘ્ન પણ આવી પડે. આમ ચિન્તાના રાજમાં ગરક થઇ ગયો છે. પાછળથી પોતાના નામાક્ષરોનો ધ્વનિ સંભાળ્યો " કેમ દેવરાજ ભાઇ આવ્યા કે? તમારા મિત્ર ક્યાં છે? તેમનો તો ઠાકોરને પુર્ણ ભરોસો હતો " પોતે આ સ્ત્રીને ઓળખી શકયો નહિ પણ તેના વચનોચ્ચારથી કંઇક નિશ્ચય થયો હતો કે આજ ચિન્તામણી હશે થોડીક વાર વિચાર કરી "હું તમને ઓળખી શકયો નથી, તો અડચણ ન હોય તો ઓળખાણ આપશો." "હા, તમો મને કયાંથી ઓળખો હું ગજરાની બ્હેન ચિન્તામણી" "શું તમારૂંજ નામ ચિન્તામણી!" "હા કંઇ લાવ્યા છો?" "લાવવાનું શું હોય? પણ સેજ એકાન્તની જરૂર છે." "હરકત નહિ હમણાંજ હું તમને મારે ત્યાં તેડી જાઉં છું" એમ કહી ઠાકોર પાસે ગઇ.ને કહ્યું કે "મામા શ્રી દેવરાજ ભાઇને ગડબડમાં અહિં ઠીક પડશે નહિ માટે તેમને હાલ મારે ત્યાં તેડી જાઉં

છું." આવતું હતું ને વૈદે કહ્યું ઠાકોરે જાણે એક તો ચિન્તા ઓછી થઈ એમ સમજી ચિન્તામણીને દેવરાજની સારવાર કરવાનું કામ સોંપ્યું ને નજર પડતાં સાધન ઘેરથી લેઇ જવા ફરમાવ્યું.

ગજરા તો તલપાપડ થઇ રહી હતી, કે ક્યારે ચિન્તામણી સમાચાર કહે. ચિન્તામણી એકાન્તમાં મલી "બ્હેન તે તો કંઇક કારણસર રોકાયા છે ને સવારે આવનાર છે. પરંતુ દેવરાજના બોલવા ઉપરથી કંઈક જુદુંજ સમજાય છે, હું હાલ તેમને તેડીને મારે ઘેર જાઉં છું, સર્વ વૃત્તાન્ત સાંભળીને ત્હને પણ જલદી જાહેર કરીશ. કોઈ પણ બાબતે ચિન્તા કરવાની જરૂર નથી." "બ્હેન જેની બ્હેનપણી ચિન્તામણી, તેને શાની ચિન્તા હોય?"

ચિન્તામણીને ઘેર જતાં રસ્તામાં પોતે કાર્ય સિદ્ધિ અર્થે જે ક્રમ શરૂ કર્યો હતો તે તમામ દેવરાજે જાહેર કર્યો. ચિંતામણી આ વૃત્તાન્ત સાંભળી બેબાકળી બની ગઈ ને વિચારવા લાગી કે "હું નહોતી જાણતી કે બાલુ આટલા બધા સપ્રેમથી ગજરાને ચાહતો હશે, ધન્ય છે ઉભયના પ્રેમને કે જેણે મરણની પણ દરકાર કરી નથી. કુદરત! શું તારી કૃતિ? હૃદયને હૃદય ઈચ્છાનુસાર મલ્યાજ કરે છે."

આઠ માઈલ ઉપર રહેલી જાન ભાગોળે આવી પ્હોંચી. આચારમાં જન્મેલાં કમળો વિયોગથી બીડાઇ ગયાં હતાં.

પૃથ્વી પરનું રાજ્ય ચન્દ્રિકાના પતિને આધિન થયું હતું. પલકતા આગીઆઓની પેઠે આકાશમાં તારાઓ એક એક દ્રષ્ટિગોચર થવા લાગ્યા હતા, આ અરસામાં આપણો નાયક બાલુ ઘોડેસ્વાર થઇ વૃક્ષ તળે ઉભેલો છે. તેની ઉપર મસાલનો પ્રકાશ પડવાથી પહેરેલાં વસ્ત્ર ઉપરથી સર્વ કોઇ ઓળખી શક્યું કે આજ વરરાજા. જોતાં વારજ સર્વ ગભરાટમાં પડયા, ને વિદિત કર્યું કે કેમ ભાઈ આ જગાએ એકલા શા માટે ઉભા છો?" "હવે જે થયું તે ખરૂં કોઇએ આ બાબત કોઇને પ્રશ્ન કરવો નહીં તેમાંજ આપણી આબરૂ સચવાશે કારણ જે પેલા બે ઘોડેસ્વાર સમાચાર લઇને આવ્યા હતા તે તો બહારવટીઆ હતા. હું આપના દરેકના પુન્ય પ્રતાપેજ જીવતો આવી શક્યો છું નહિતર વર વરની જગાએ. ને જાન, જાનની જગાએ થઇ ગઇ હોત. માટે હવે તે બાબત ઘેર ગયા પછી મને પૂછશો ત્યાં સુધી કોઇએ કંઇ પણ સંભાળવુંજ નહિ." આમ બાલુએ દરેકને આશ્વાસન આપી શાંત કર્યાં.

થોડીક વારમાં વેવાઇ તરફથી ગોળપાણી આવ્યું, પોતાના રિવાજ પ્રમાણે સામૈયું લઇને આવ્યા. બન્ને પક્ષે અન્યો અન્ય મુલાકાત લીધી. ખરૂં શું છે? તે કોઇ જાણતું નથી. "વરને પોંખવાનો વખત થયો છતાં હજુ ચિન્તામણી આવી નહિ, કોણ જાણે શું કરતી હશે? તેના

આવ્યા વગર હું પરણવા બેસનાર નથી " આમ મનમાં સંકલ્પ વિકલ્પ કરે છે, એટલામાં ગજરાએ કંઈક આનંદીત ચહેરે ચિન્તામણીને આવતી જોઈ.

" બ્હેન ગજરા! શું તને કહું ? પ્રભુએજ ત્હારા ઉપર મ્હેર કરી છે. " " બ્હેન પણ કહે તો ખરી કે શું છે ? " " વળી મેઘરાજા દુષ્ટ વર્ષે ત્યાં શું ખામી હોય ? ત્હારા બાલુજ વરરાજાના પોષાકમાં ઘોડેસ્વાર થઈને આવ્યા છે. " " હે ! શું તું ખરૂં કહે છે ? " " હા " "ત્યારે જાનમાં આવેલો વર કયાં ગયો ? ને આ તું કહે છે તે શું ? મ્હને તું જલદી તમામ બીનાથી વાકેફ કર. " ચિન્તામણીએ બાલુ તથા દેવરાજની તમામ યુક્તિ ગજરાને કહી. આથી પોતે ઘણીજ ખુશાલીમાં આવી વિચાર કરવા લાગી કે " હે પ્રભુ ! જેણે મારી ખાતર પોતાના પ્રાણની દરકાર ન કરી એવા મારા નાથનો બદલો હું કયારે વાળીશ ? " ગજરાની માએ કહ્યું. " બ્હેન હવે કન્યા પધરાવવાનો સમય નજીક છે માટે કપડાં પહેરી તૈયાર થા. " " બા હું બધું સમજુંછું હું કંઈ ન્હાની નથી કે રડવા બેસીશ" આ શબ્દો કદાપી ગજરાના મોંમાંથી નીકળે નહિ તે આજ સરદારબાએ સાંભળ્યા જેથી તેના આનંદોત્સવનો પાર રહ્યો નહિ.

જાનમાં કોઈએ પુરી તપાસ કરી નહિ આથી બાલું નું સોપાળું બહાર પડયું. નહીં "રામરાખે તેને કોણ ચાખે." માથે ખુંપ એટલો ઘાડ હતો તે વરની મુખાકૃતિ જોનાર જોઇ શકેજ નહિ. નિયમિત કરેલા આસોપલ્લવના વૃક્ષના પાનના બનાવેલા તોરણ આગળ નૌશાને પોંખી લેવામાં આવ્યા. માંડવામાં મુકરર કરેલો જગાએ વરને સ્થાન મળ્યું. બાપાલાલે પોતાનો ગપાટાધ્યાય શરૂ કર્યો. સાંભળનારને મુંદરીઓના ગીતના રણકાર આગળ ગોરદેવ શું બોલે છે તે સમજી શકાતું નહિ. ગામડાના રિવાજ પ્રમાણે દેશી વાજીંત્ર પણ ગોરને કંઇક મદદ કરતાં હતાં. મંગળાચરણની શરૂઆતમાં કન્યાના મામાએ હિન્દુધારાનુસાર કન્યા પધરાવી. હસ્ત મેળાપમાં હસ્ત સમ્પુટની ક્રિયા ઉભય સિવાય કોઈ જાણી શકે તેમ હતું નહિ. લગનવિધિ પુરી થઈ વરરાજાસહુ જાન જાનીવાસે ગઇ. ને રાત્રિના ઉજાગરાથી પાથરણાની કે ઓઢવાની દરકાર કર્યા સિવાય સર્વ કોઇ નિદ્રાને વશ થઈ ગયું.

ઠાકોરે અદ્યાપી સુધી દેવરાજ તરફ લક્ષ આપ્યું ન હોતું તે જાણતાજ હતા કે ચિન્તામણીને ત્યાં સુતા હશે. નકામો ઉજાગરો એમણે શા માટે વેઠવો જોઇએ?! આમ ધારી દેવરાજ પોતાના કાર્યમાં મદદ કરતા ન નીવડયા એમ માની લીધું પુર્વના સંકેત પ્રમાણે દેવરાજ નિમિત્ત કરેલા સ્થળે જઈ પહોંચ્યો. વરરાજા પણ

જાનમાંથી જાજરૂ જવાને બ્હાને છટકી આવી મિત્રને મલ્યો. ઉભય બન્નેએ અશ્વોને દીર્ઘ દોડથી પુર્વનું જંગલ આવતાં સુધી દોડાવ્યા. વરરાજા બિચારો બંધનાવસ્થામાં બેઠેલો હતો બાલુને કાંઇક દયા ઉત્પન્ન થઈ પણ "પ્રિય ની ખાતર કંઇ દોષ નથી ?" એમ માની લીધું. બન્નેએ પોતાનો મુળ પોષાક ધારણ કર્યો ને બાલુએ વરરાજાને ધમકી આપતાં કહ્યું કે "ત્હારે આ ઇતિહાસ કોઇને મોઢે કદાપી કહેવો નહિ. ને હુંજ પરણ્યોછું એમ ધારવું કેમકે કન્યા તો ત્હારે ત્યાંજ આવવાની છે. આ ભ્રમ અમો ત્હને એક માસ પછી બતાવીશું. જો અમારા કહેવા પ્રમાણે તું નહિ વર્તે તો રાતમાં આવીને સુતો બાળી મુકીશું. માટે જા સુખેથી જાનમાં જઇ ચુપચુપ સુઇ રહે ને કન્યાની સાથે વઈભવ ભોગવ,"

આટલું કહી આ ત્રિપુટી વિખુટી પડી. વરરાજા જાનમાં ગયો- દેવરાજ ચિન્તામણીને ત્યાં ગયો. બાલુ સ્ટેશન ઉપર ગયો. પ્રાતઃકાળે દેવરાજે ઠાકોરને કહ્યું "બહાદુર આવનાર છે માટે હું સ્ટેશન ઉપર જાઉંછું" "પણ કંઇક વાહન તો લઈ જાઓ" "નાના કંઇ જરૂર નથી બેઠે બેઠે આળસુ થયા કરતાં કંઇક ચરણશ્રમ કરવો ઠીક." ઠાકોરે ચાની સગવડ ચિન્તામણીને ત્યાંજ કરાવી. તે પછી સ્ટેશનેથી દેવરાજ સાથે આવી બાલુ ઠાકોરને મલ્યો ને પોતાનાથી ગઇ કાલે ન આવી શકાયું તે બદલ

માફી માગી. બાલુની બેઠક તાત્કાળીક ઓટલે કરવામાં આવી. ચિન્તામણી ચા તૈયાર કરીને અહિંજ લાવી. બાલુ જે સ્થળે બેઠા છે તે ભીંતમાં એક બારીઆ દ્વારા ગજરા પોતાના પ્રાણેશ્વરને પુનઃ પુનઃ જોયા કરતી ને અંતઃકરણમાં તેમની અલૌકિક કળાને ધન્યવાદ આપી, દેવરાજ જેવા મિત્રો પેદા થયા તે બદલ પ્રભુને વારંવાર પ્રાર્થના કરતી હતી.

બીજે દિવસે જાન તરફથી કન્યાને વળાવવા આમંત્રણ આવ્યું. ગજરાએ "મારૂં શરીર કંઇ ઠીક નથી માટે થોડા દહાડા પછી સાસરે જવાનું થાય તો ઠીક." એમ પોતાની માને જણાવ્યું. જાન કન્યાને તેડયા વગર રવાના થઈ. બાલુને દેવરાજ પણ ત્રિપુટીની રજા લઇ પોતાનો પ્રોગ્રામ પાછળથી જણાવવાનું ચિન્તામણીને કહી વિદાય થયા. ગજરાથી ચિન્તામણીનો વિયોગ હવે સહન થઇ શકે એમ ન હોતો. તે હરનિશ ત્યાંજ રહેતી. ને પ્રત્યેક ઘડીએ બાલુનીજ પ્રશંસા કરતી. ને કહેતી કે "બ્હેન ત્હને સ્વપ્ને પણ ખ્યાલ હતો કે તે આવા મહાન કષ્ટમાં ઉતરશે ! ગમેતેમ કહે પણ તે બહાદુર તો ખરાજ. વળી જેને જોઇએ તેવું પરમાત્મા આપ્યાજ જાય છે. જોને તેમના મિત્ર પણ કયાં સુધી સામેલ રહ્યા !" ચિન્તામણીએ કહ્યું "બ્હેન ત્હારે હવે મોડું વહેલું પણ સાસરે તો જવું પડશે ને !"

"અરે બ્હેન તું આ શું બોલે છે જેણે લગ્નમાં જીવની દરકાર કરી નથી તે હવે શું બેસી રહેશે ? હું ત્હને કહું તે પ્રમાણે આજે તેમની ઉપર પત્ર લખ." ગજરા પોતાના ઉદ્‌ગારો બ્હાર કાઢે છે તેમ તેમ ચિન્તામણી લખતી જાય છે પત્રમાં લખવું શરૂ કર્યું.

તુજ પ્રેમ તણી થઇ ઓટ, સખે, મમ પ્રેમની આ
ભરતી ઉપડે ?
દિલની મમ ક્યાં ઠરશે ? ઘુઘવાટ હવે જઇ ક્યાં સમશે ?
નહીં હોંશ મળું ભરી બાથ, સખે ! મમ ખાલી પડયા
પણ હાથ, સખે !
થઇ દૂર, સખે ! થઈ ક્રુર, સખે !
વિષ ઘોળી મને કયમ આપ ? સખે ! વ્યવહારી બની
પ્રણયી ટળીને !
વ્યવહારન શિખાવ મને ન સખે ! તુજ પ્રોઢ થયું
દિલ, બાલકહું ;
બન પ્રેમી ફરી બની બાલ સખે ! "તુજ લાયક હું
ન" કહીશ નહીં,
તુજ એ વદવું નહિ પ્રેમ સખે ! "નથી પ્રેમ ઘટયો"
કહી કેમ શકે ?
કયમ કારણ હુંથી મનાય ? સખે ! તુજ કારણ લાખ
મને ન રૂચે !

નહિ કારણ પ્રેમ કદી સમજે! ફરી નેત્ર ગયું! ફરી
દિલ ગયું!
તુજ કાગળમાં મુજ નામ ફર્યું! હજુ "પ્રેમ ફર્યો
ન" કહે તું સખે!
હજુ સાબિત શું કરવું, તું સખે? તુજ પ્રેમની ઓટ
થઇજ સખે!

(કલાપી, પ્રેમની ઓટ)

પ્રાણુનાથ! હવે તો તમને કયા અલંકારથી લખવું? તે પણ હૃદયમાં અખુટ પ્રેમનો વાસ થવાથી, યાદ આવતું નથી. પણ ચંદ્ર છો, ક્ષમા આપવા સર્જાયલા છો, પરીક્ષા આપવા બેઠા તેથી કંઇ ઉતીર્ણ થયા, એમ કદાપી મનાતું નથી. તમારે શું કરવાનું છે! તે આપ જાણો છો, છતાં સ્મરણ કરાવું છું. કારણ આપણી બીજી વખતે મુલાકાત થઈ ત્યારે હું ત્હમને કયાં ઓળખી શકી હતી? જેમ બને તેમ જલદી અનુકુળતા શોધો તો ઠીક. સંસારનો વ્યવહાર આપનાથી અજાણ્યો નથી. સ્ત્રીઓ લગ્નબંધન પછી કયા સ્થળે શોભે? હું જાણું છું કે આપની પાસે દ્રવ્યની કંઇક ન્યુનતા છે, એથી મુંઝાવાનું કાંઈ કારણ નથી. બનતી તજવીજ મ્હેં કરી રાખી છે. ફક્ત આપની આજ્ઞાની રાહ જોયા કરૂં છું.

વિજ્ઞપ્તિ કરૂં છું કે, સાહસિક કાર્યો ક્યારે કરવાં?
"આજ આજ ભાઇ અત્યારે,"

લી૦ જવાબની ભિક્ષુક બાળાની સખી.

પત્ર લઇ ચિન્તામણીએ પોતાના માણુસને રવાના કર્યો તેણે તાત્કાળીક જઇને બાલુના હાથમાં તે પત્ર મુકયો. તેણે ઘણાજ સત્કારથી વધાવીને એકાન્ત વાસમાં ચિન્તામણીના સ્વાક્ષરોથી પ્રિયાનો ઉદ્દેશ જાણી લીધો ને વિચારવા લાગ્યો અહો! શુ ત્હારી ભાષા! શુ ત્હારૂ લખાણુ! શુ ત્હારી ચાતુરી! અભણ છતાં વિચારોમાં ઘણીજ દીર્ઘ છે પરન્તુ એ ફળ કેવળ ચિન્તામણીનાજ સંસર્ગનુ છે એણે એનો ખાસ ઉપકાર માનવો જોઇએ. શું તેની મદદ ઓછી છે ધન્ય છે એવી સ્નેહીનીઓની શકતિને એક હાથે તાળી પડેજ નહિ ચાલ આ પત્ર દેવરાજને વંચાવુ એમ વિચાર કરે છે એટલામાંજ સામેથી આવતાં તેને દીઠો. ભાઇ આ પત્ર લઇને ચિન્તામણીએ મોકલ્યો છે શુ લખ્યુ છે લોને તમે વાંચી જુઓને ના ભાઇ કોઇનો ખાનગી પત્ર વાંચવો નથી,; પણ મ્હારા કહેવાથી વાંચવામાં શુ હરકત છે?! દેવરાજે પત્ર વાંચી કયા ઠરાવ ઉપર આવવું છે એમ બાલુને પુછયું બાલુએ કહ્યું. "ભાઇ પલાળ્યું છે તો મૂડાવ્યા વગર કયાં છુટકો છે. ?!" હા તે હું કયાં ના કહું છું પરંતુ કયો રસ્તો શોધયો?"
"ભાઇ આપણે બન્ને વિચાર કરી ;અમુક દિવસ મુકરર

કરી ને તે પ્રમાણે તેને પત્ર લખીદો એટલે બસ. દેવરાજને આ કાર્યમાં ભાગ લીધા વગર છુટકો હતોજ નહિ એટલે દિવસ મુકરર કરી બાલુને પત્ર લખવા કહ્યું "ના ભાઈ તમે લખો તો ઠીક" "અરે તું ગાંડો થયો કે શું ? મારા થી ન લખાય?' આથી બાલુએ પોતાનો પોગ્રામ મિયાને લખવો શરૂ કર્યો.

દુઃખ તુંથી ન થાય મને કહિએ?
કહિ દે દુઃખ તો સુખી તેજ દુઃખે ?
પછી માફ કરૂં તુજને શું ? સખે ?
વિણુ બીજ તરૂ ઉપજે કહિએ ?
જગમાં કહિ માફી માડી ન સખે ?
મળી માફી ભલે સહુ લોક કહે ?
દિલ ડાગ પડયો "ન પડયો" ન બને,
પછી માફ કરે જગ કયાથી ? સખે ?
વિસરી ન જવાય બનેલ બીના ?
પછી "માફ થશું" કયમ થાય ? સખે ?
તૂટી દોર ગયો ? પછી એક થયો ?
કહીં એમ બને ન સખે ? કહિ છે ?
પડી ગાંઠ ભલે ? પડી સાંધ ભલે !
પણ દોર તૂટેલ તૂટેલ રહે ?
બનશે નહિ તે બનશે ન સખે ?

પણ માગ ક્ષમા મુજ કહિતું!
નથી કાંઇ તુટયું પછી સાંધીશું?
વિણુ દર્દ દવા કરવી ન ઘટે,
વિણુ દર્દ દવા કડવું વિષે છે.
જન માફી ભલે પ્રભુતા ઘણુતાં!
પણ એજ ક્ષમા મુજ છે દુઃખડાં!
કયમ દોર વણીજન તોડી શકે!
કયમ અર્પી દીધેલ લઇજ શકે! લે
વળી દે! વળી લે! ફરી દે! ફરી?
સહુ એજ બુરાઇ કુદાઇ શખે?
મધુરી નદીઓ દરિયે મળતી,
મધુરી મટીને કડવી બનતી!
પણુના દુઃખ કે દિલમાં ધરતી!
નવપાછી ફરે! નવ માફ કરે!
સુખ પ્રેમી દિયે! દુઃખ પ્રેમ દિયે
પણ લાગણી એકજ એક રહે!
નવ માફીની કે'જ જરૂર રહે!
ખરી એજ પ્રીતિ! ખરી એજ ક્ષમા!
પછી માફ કરૂં તુંજ તે શું? સખે!
નથી માફ કર્યે ખરી માફી, સખે!

ખરી પ્રીતિ, સખે! ખરી માફી, સખે!
રૂપ આ દિલમાં નકી એક રૂપે!
પછી માફ કરૂં તુજને શું? સખે!
કરી માફ ધરૂં પ્રીતિ કેમ? સખે

(કલાપી ક્ષમા)

વ્હાલી ત્હારૂં પત્ર મળ્યું! યોગ્ય ઉત્તર આપું છું. વખતે કંઇક હસ્ત દોષની ન્યુનતા જણાય તો ત્હારી સખીને સુધારવા ફરમાન કરજે!

ત્હારી પેઠે હું પણ, વિયોગી સ્થિતિને દીર્શાવું તેમ નથી. જે સાધન તૈયાર રાખ્યાં છે, તે ભુલતી માં. પરંતુ છેવટે સુચવું છું કે, સાહસ કરતાં હજુ વિચારવાનો સમય છે, તો તે ચુકીશ નહિ. કુટુમ્બ એ શું છે? તેનું ભાન હોય તો કલ્પના કરજે! ત્હારામાં સહનશીલતા છે? મ્હને ત્હારા અંતઃકરણને દુભાવવાની કંઈ જરૂર નથી.

આ શબ્દો કંઇ અપ્રેમથી લખ્યાં નથી, પણ ખાસ કસોટીજ છે. સ્ત્રીઓ પ્રેમમાં અંધ થઇ પતંગીઆની માફક મરણને સ્વાધીન થાય છે. પણ શરૂઆતમાં સારાસાર સમજતી નથી એ પુર્વનોજ ઠરાવ કબુલ હોય તો, વગર લખે શરનામું કરી એક પોષ્ટ કયાર્ડ રવાના કરજે! મ્હારા મિત્ર તા. ૧૨મીએ હું જે સ્થળે વરરાજાના પોશાકમાં

ઘોડેસ્વાર થઇ મ્હારા મિત્ર સાથે ઉભો રહયો હતો, ત્યાં સૂર્યની સત્તા ઉતર્યા બાદ બાર વાગે આવવા ચુકીશ નહિ. હવે વધુ લખવું ઉચિત્ નથી. પણ એટલું તો લખવુંજ પડશે કે તું જે સ્થળે આવે ત્યાંથી ત્હને વિશ્વાસ પડતોજ આવેલા માણુસ સાથે રવાના થજે! હું સેજ બ્હાર ગામ જવા ધારૂં છું. તે ત્હારા આવ્યા બાદ આવી શકીશ કારણ જાણુવાની ત્હારે જરૂર નથી.

લી. પોતેજ.

પત્ર લખી રહયો પણ હૃદય કંઇક અધીરૂં બન્યું. તર્કોનું વાદળ ઉભરાવા લાગ્યું, "શા માટે એમ થતું હશે શું પત્ર ન મોકલવા કુદરત સુચવતી હશે? ભવિષ્ય દુઃખ દાયક નિવડવાનું હશે? કંઇ સમજાતું નથી! ત્યારે હું કયે રસ્તે ઉતરૂં? શું પ્રિયાને છેતરી વિશ્વાસઘાતી બનુ?" આમ કંઇક ઘેલછા ઉત્પન્ન થઇ ને, બિછાનામાં એકાએક ગબડી પડયો મુખમાંથી કંઇક લવવા લાગ્યો.

"કીસી ઝોહરા શીમાઇલકા તસવ્વુર હૈ મેરે દિલમેં,
"મુનજ્જમ થા કમરકા હૈ, ગુજર ખુરસીદે મન જીલ્મે",
કદમ રંજ હો તો ફરમાવો કોઇ રહેને ન પાયેગા,
"નીકલ જાયેંગી જીતની આરજુયેં હૈ મેરે દિલમે,
"ન આમાદા હુઆ હો કોઇ ગમગીન ઉસકા શુખીપર,
"ઇલાહી એર બીજલીસી ચમકતી હૈ મેરે દિલમે"

દેવરાજે આસનાવાસના કરી જેથી બાલુને પૂર્વની સ્થિતિનું ભાન આવ્યું. તે બોલ્યો "ભાઇ આ પત્ર તુ હવે જલદી રવાના કર. પરન્તુ ત્હારી આત્મશકિતપર સત્તા અજમાવીનેજ આ કાર્ય કરજે. સમયસુચકતા વાપરવા જેવી હોય તો તે પણ કરી જોજે."

દેવરાજે ગાડીનો ટાઇમ થઈ જવા આવ્યો હતો જેથી પત્ર આપી પેલા યુવાનને રવાના કર્યો. ચિન્તામણીએ સખી સમક્ષ આ પત્ર વાંચ્યો. સર્વ બીના અક્ષરસઃ ગજરાના હૃદયમાં ઉતરી ને ચક્ષુઓએ અમીરસમાંથી કંઇક રસ ચિન્તામણીને સ્નેહાકર્ષના સંબધે આપ્યો. પ્રિયતમના શબ્દો દ્રષ્ટિગોચર થવા લાગ્યાં. પળે પળે શોકને હર્ષ રમવા લાગ્યા આથી સખીનું હૃદય પીગળી ગયું ને બોલી "બ્હેન આમ ઘેલી ન થાવ, ત્હેમણે કયા શબ્દો અઘટિત લખ્યા છે? જોને આ વાકય કેવું સરસ લખ્યું છે "આ શબ્દો કંઇ અપ્રેમથી લખ્યા નથી, પણ ખાસ કસોટીજ છે" કે! તું સમજી? ત્હારી ઉપર કેટલો બધો પ્રેમ છે પોપટ પણ ઘડીને તૈયારજ કરેલો છે. ચાલ તૈયાર થા! ત્હારા ઘરના રાહ જોઇ બેસી રહ્યાં હશે. હવે તો એજ કે અપેક્ષા ટાઇમમાં પરનારી હાજર રહેવું." ગજરા આ શબ્દોથી કંઇક શાન્તિમાં આવવા લાગી ને ઘેર જઇ સુધ રહી કુદરતાનુસાર દિવસો ગત થવા લાગ્યા. ધારેલો સમય નજીક આવ્યો. ગજરા વીચાર કરવા લાગી

"અરે હે પરમાત્મા મ્હારાથી ચિન્તામણીનો વિયોગ સહન કેમ થઇ શકશે ? ત્હેના જેવી નિખાલસ સખી મ્હને બીજી કોઇ મળી શકે તેમ નથી. સ્વામી સુખની ખાતર મ્હારે તેનો ત્યાગ કરવોજ પડશે. જોને એ બિચારી મારા કરતાં કેટલું અસહ્ય દુઃખ વેઠી રહી છે, ધન્ય છે એની ધૈર્યતાને" આમ ગજરાના તરંગો મગજ રૂપી સંસારમાં તર્યા કરે છે.

આજે પ્રાતઃકાળે ગજરા સ્નાનાદિકથી પરવારી છેવટનો દિવસ આનંદમય ગુજારવા, પોતાના લઘુ બાલોમાં કેન્દ્ર સ્થાને બેસી દરેકની ઉપદેશીકા બની, ને દયા ભરી વાણી થી ત્હેની નાની વ્હેનને કહેવા લાગી. "બાળા ! હું હવે ત્હને બ્હેન કહી શકવા લાયક નથી. કારણ બ્હેનની ફરજો માંથી હું મુકત થવા ધારૂં છું. વ્હાલી ! ત્હને પ્રભુએ શા માટે જન્મ આપ્યો ? જોને મારી કેવી દશા થાય છે ? ત્હારા ભવિષ્યની કોને ખબર છે કે શું થશે ?" પ્રભુ પાસે બ્હેનના સુખ માટે માગણી કરવા લાગી ત્હેનું હૃદય ઘણો અતિ કોમળ હતું. પણ કોણ જાણે ત્હેનામાં કયાંથી ધીરજ આવી કે જરા પણ પીગળી શકી નહિ. ને ગૃહકાર્યમાં પ્રવૃત્ત રહી સુર્યાસ્ત પછી સરદારબાએ પુછ્યું "બ્હેન હવે ઘણા દિવસ થયા માટે આવતી કાલે સાસરે જાય તો ઠીક દશેક દિવસ પછી તેડવા મોકલીશ" "મા, હું પણ તેજ વિચારમાં છું કે, દીકરી તો સાસરેજ શોભે મ્હારે

સુઆવાનું કંઇ કારણ નથી. પણ હું ત્હને છેવટના બે શબ્દો કહેતી જાઉં છું તે ખાસ યાદ રાખજે! આ મારી બચુ બ્હેનને જાણી જોઇને કુવામાં ઉતારીશ નહિ. આ મ્હારા નાના ભાઇઓને તેમનો બાળપણનો સ્વાર્થ કરતાં અટકાવીશ નહિ. કામ તો બારે દહાડા પહોંચે એથી માબાપે બાળકોનો સ્વાર્થ બગાડવો નહિ. મ્હારા પિતાશ્રીની આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ નહિ. ત્હેમના સ્વભાવને ઓળખી જે તે વખતે ઉત્તર આપવો, એમાં સ્ત્રીઓનું હિત સમાયલું છે. જોકે હું ત્હેને કહેવા યોગ્ય નથી છતાં કંઇક કહું છું તેની માફી આપજે. ચિન્તામણી ને મ્હારામાં તફાવત ગણીશ નહિ. ત્હેને જોઇતી મદદ કરજે તે બિચારી કયાં દરવાની છે? ત્હારાં દુઃખમાં એણે ઘણી મદદ કરી છે તે ભૂલી જઇશ નહિ આપણે સાજાં તાજાં હોઇશું તો પરમાત્માની ઇચ્છાનુસાર પુનઃ મલીશું, પણ હાલ તો હું ત્હારાથી વિયોગીની બનીશ.”

આમ એકાએક કદી નહિ સાંભળેલા એવા શબ્દો ગજરાના મુખમાંથી નીકળતા જોઈ સરદારબા સ્તબ્ધ બની ગયાં. પાએક કલાક સુધી પ્રત્યુત્તર પણ જડયો નહિ. ‘બેટા તું આ શું બોલે છે? શું તું કાયમને માટે સાસરે જવાની છે? શું ત્હને લાયક સાસરી મળી નથી? દીકરી આમ હને શા માટે સંતાપે છે? ખરેખરૂં હોય તેજ કહેજે?”

ગજરા સમયસુચકતા વાપરી પોતાનો શોક સમાવી દઈને બોલી, "આ શું ત્હને ખોટું લાગ્યું ? એ તો હું સેજ વાત કરૂં છું. તુંજ કહેને કે મ્હેં કયા શબ્દો ખોટા કહ્યા? સાસરે તો મ્હારે જવાનુંજ છે ને! વાત ઓઠે વાત નીકળી ત્યારે મેં કહ્યું એમાં ત્હારે ઉદાસી થવાની જરૂર નથી. ચાલ ઉઠ મ્હને ભુખ લાગી છે, માટે કંઇક ખાવાનું આપ."

ભોળી સરદારબા કંઇ સમજી શકી નહિ. રાત્રિ પડેલી હતી ઠાકોર પણ ઘરમાંજ હતા. ગજરાને સવારે સાસરે મોકલવાની વાત ઠાકોરે જાહેર કરીને સરદારબાને જે જે લુગડાં જોઇએ તે મંગાવી આપવા કહ્યું. "બ્હેન શરીર તો સારૂં છે ને ? ત્હારે સવારે સાસરે જવાનું છે. બે ત્રણ સંદેશા આવી ગયા છે. મ્હોટાભાઇ ગાડી જોડીને મુકવા આવશે." બાપનિ આગળ છોકરી શું બોલી શકે ? સવારે ગજરાને સાસરે જવાનું નક્કી થયું. પ્રિય વાંચકો ઠાકોર ગજરાના વિચારોથી અજાણ હતા, નિરાંતે શયનગ્રહમાં જઇ નિદ્રાને સ્વાધીન થયા.

રાત્રિના અગિયાર વાગ્યાનો શુમાર થઇ ગયો હતો. પોતે ખુશાલીની દીર્ઘ વૃત્તિઓમાં લીન થયેલી હતી, જેથી નિદ્રાને ત્યાગીજ હતી. મુકરર કરેલાં સાહત્યોનો સંગ્રહ કર્યો, ભયથી મુક્ત થવાની ખાતર કંઈક હથિયાર લઇ, ગામની વચ્ચે થઇ, એક કાળ રાત્રિની માફક, નિડરપણે,

પોતાની સ્થાન ભુમિને વન્દન કરી, આશાઓના તરંગોથી નાચતી એક અભિત સુખને માટે, પોતાની નિખાલસ સખીને તજી દઈ પ્રિયતમના મુકરર કરેલા સ્થળે, આવી પહોંચી ને પ્રિયાના મિત્રને આમથી તેમ શોધવા લાગી.

આંબલીના વૃક્ષ ઉપર રહી મી. જીવણલાલ ડીટેકટીવનું કામ કરતો હતો એટલામાં ગજરાને આવેલી જોઇ નીચે ઉતરીને કહ્યું "કોણ ગજરા?" "હા ત્હમે કોણ છો?! ત્હારા પતિનો વીશ્વાસુ મિત્ર તેની મને શું ખાત્રી?! તો ખાત્રીમાં લે આ ત્હારાજ હાથની મુદ્રિકા તેથી વિશેષમાં ત્હમારો પુર્વનો સંબંધ જોડાતાં પહેલાં રાત્રએ મ્હારા મિત્રે ત્હને સંભળાવવાની ખાતર જે વાકય કહેલું તે સાંભળ.

"કેની શોભે છે રાત્રિ, પણ ચંદ્ર વિના ઝાંખી દિસે;
સમયણ કરે જરૂર મલશે, કાયદો કિરતારનો નહિ ફરે"

ગજરા બોલી "ઓહો! શું આ વાકય પણ ત્હેમણે ત્હમને કહિ રાખ્યું છે? ચાલો હવે વિલંબ કરવામાં અનુકુળતા નથી.

જીવણલાલ ગજરાસહ મુંબાઇ આવી પોતાની પ્રિયાને મલ્યો ને કચ્છા જેવી ભલામણ કરી ગજરાનું નામ ફેરવી ગંગા નામથી બોલાવવા સૂચવ્યું પ્રિય વાંચકવૃંદો હવે હું ગજરા (ગુલાબ) ને ગંગા નામથી વર્ણવિશ ગંગાને પતીના તો દર્શન થયા નહિ જેથી પુછવાને અધિરી બનેલી

બાળાએ જીવણલાલની સ્ત્રી પદ્માવતીને પુછ્યુ વ્હેન તે ક્યા રે આવનાર છે ત્હમને લખ્યુજ છે કે પછી આવે ત્યારે ખરા જીવણલાલે કહયું ત્યાર પછી ત્હેમને પત્ર અહી આવ્યો નથી ના તમારે પત્રનુ શુ કામછે કોઇ પણ જાતનો અંદેશો રા ખવાનિ અહી જરૂર નથી આ ત્હમારી બેન છે એમજ મા ની લેજો. આમ વાર્તાલાપ ચાલેછે એટલામા નિચેથી કોઈ એ જીવણલાલ કરી પોકાર કર્યો બારીએથી જોયુ ત્યારે તો ટેલીગ્રાફ વાળાને જોયો રાત્રીની ટ્રેનમા ગંગાસહ જીવણ લાલને પુનઃ બોલાવવામાં આવ્યા હતાં આ સમાચારથી ગં ગાનુ હૃદય કંઈક બિરજ વાળુ થયુ બન્ને સ્ત્રીનો પ્રેમ ટુંક સમયમાં સંગીન થવા લાગ્યો રાત્રે બારની ટ્રેનમાં જવાનુ નક્કી કર્યું ભાડાની ગાડી બોલાવી બન્ને બોરીબંદરના સ્ટેશ ને પદ્માવતીને ધીરજ આપી રવાના થયા. ટીકીટ લઈ પુના તરફ જતી ટ્રેનમાં દાખલ થયા ગંગા ગઇ રાત્રીનો ઉજાગરો હોવાથી ટ્રેનમા ઉંઘ આવવાથી જીવણલાલ ને જાગૃત રહેવાનું કહી સુઇ ગઇ. પુનાનું સ્ટેશન આવ્યુ બાલુ સ્ટેશને પ્રિયા ત્યા મિત્રના આગમનની રાહ જોતો ઉભેલોજ હતો દીર્ઘ કાળે ઉભયનિ મુલાકાત થઈ હૃદય હૃદયને મલ્યુ પ્રેમા લિંગન થી પ્રણય પ્રણુયી શાન્ત પામ્યા મીત્ર મીત્રને મલ્યો આ સ્થળે આ ત્રિપુટીથી વધુ રહી શકાયુ નહી

જીવણલાલે ઉભયની આજ્ઞા માગી- પદ્માવતીને શાન્ત-વન આપવા ગંગાએ કહ્યું. જોત જોતામાં જીવણલાલ બાલુથી

વિખુટો પડયો. આ તરફ વૈશાખ માસની કૃષ્ણ પક્ષીકાના દિવસ ચાલતા હોવાથી, દિવસની ગરમીથી મૂકત થઈ, આ જોડું રાત્રિના શીતળ પવનને વશ થયું. પુનાથી એક ટ્રેન રાત્રિના દશ વાગે બાલુ તથા ગંગા સહ રવાના થઈ.

ટ્રેને પોતાની પ્રવૃત્તિમાં કંઇક વૃદ્ધિ કરી, આ તરફ બાલુ કંઇક વિચારોની પ્રવૃત્તિમાં આવી વહન દ્વારા સાથે બેઠેલાઓને સુધારસનું પાન કરાવતો બોલ્યો.

"કર ઈશ તું વ્હાર નઠકી અમને, કર જોડી જરૂર નમુ તમને;
હોય દોષ કદી અમ બાળકનો, કર માફ ગણી હકક પાલકનો.
ભર્યું છે પગલું ઉલટું ગણીને, બન્યો મુર્ખ તું સમજુ થઇને;
બુદ્ધિહીણ બન્યો કેમ ભાઇ અરે, રીઝશે કીરતાર હવે
શું ખરે ?"

આમ પ્રભુની પાસે જાણે માફી માગતો હોય તેમ બોલવા લાગ્યો, વળી પુનઃ સંગીત શરૂ કર્યું.

"મ્હને વ્હાલી લાગી, તુજ હૃદયની પ્રેમ સઇચ્છા:
સદા પાળી તેંતો, ભલી બુરી પરન્તુ પતિચ્છા.
હવે ધાર્યું શું છે ? કુદરતે કર્યું કાર્ય કરવા;
વિરંગોની પેઠે, ગૃહ ત્યજ્યું મેં શ્રંગ દમવા."

"એ ઇશ ! શું તું મ્હને પાળનારો નથી ? સૃજનાર નથી ? શું આ કાર્ય મારી સત્તાથી બને છે ? નહિ! નહિ! ત્હારા વગર વૃક્ષનું પાન પણ હાલી શકતું નથી.

તો હું પામર, મારૂં ત્હારૂં કરનારો મનુષ્યજીવ કેવી રીતે મારી ઇચ્છાનુસાર વર્તી શકું ?"

જાણે પરમાત્માનો દોષ હોય તેમ ઠપકો આપવા લાગ્યો. કંઇક ધ્યાનાવસ્થાના અંતમાં બોલવા લાગ્યો.

"નેત્રે નેત્ર મળ્યે જરા મલકતાં, ક્યારે ઈશારા થતા,
"ક્યારે ચુમ્બનને સુ કોઇ વખતે વાતો કરી ભેટતાં,
"ક્યારે વેણી ફુલો વડે પ્રિય કરે ગુથઈને મ્હેકતી,
"ને ક્યારે બસ એકબેજ ક્ષણમાં કમ્પી રહેતાં મળી !
"જ્યારે જેવો સમય મળતો તેટલું લ્હાણું લેતાં,
"ને બાકીનો સમય સઘળો ખુબ એંચાઇ રહેતાં !
"છુપી પ્રીતિ, પ્રણયી ! મધુરી કેમ કેવી દીસે છે ?
"બી વાવો છો તમ હૃદયમાં ઝેરનાં કિન્તુ ભોળો !
"સમય ના મળ્યો તેથી પીધું ઝેર હજુ નથી ?
"ભર્યાં છે માત્ર પાત્રો આ ?, તેનું ઘેન મટી ગયું ?"

(કલાપી હૃદય ત્રિપુટી)

તા. ૧૧–૧–૨૦

બાલુ કંઇક શાન્તિમાં આવી, નોટપેપર લઈ જાણે કોઈ અન્ય પુરૂષનું સ્મરણ થયું હોય તેવા આવેશમાં લખવા બેઠો.

"પ્રિયવર ? આપશ્રી અદ્યાપી પર્યંત દીર્ઘ કૃતિઓ મારા પ્રત્યે વર્ષાવી રહ્યા છો. તેના આભારો

ઉભયમાં ખુલ્લાજ છે. પ્રેમ ! આ શબ્દ ઘણોજ વિસ્તાર પામી દુનિયામાં જુદાં જુદાં રૂપ ધારણ કરે છે. શું તમો અજાણ છો ? ન્યૂનતાધિક ભૂતો, અલ્પાશયી છતાં પ્રેમ શબ્દને કોઇપણ એક રસ્તે ઓળખી શકે છે. તો પછી આપ તો સર્વજ્ઞ છો એમ મારી કલ્પનાથી જાણું છું, એટલે ત્હમારા સ્નેહીના આશયને સમજો ? એ ખોલ્લુજ છે. સહાધ્યાયી ? કયા તપોબળની ખામીએ જેને તમો યાદ કરો છો તેનો વિયોગ સહન કરવો પડે છે ?

કુદરત સદા ન્યાયીજ હોય છે. કેમ જાણ્યું કે, આ સ્થિતિથી દુઃખ પ્રાપ્ત થશે. નિશ્ચયાત્મક ચળાયમાન થવા શાની જરૂર છે ?

હૃદયની પ્રવૃત્તિ એક પક્ષી બની આધુનિક કાળ ત્હમો જેને આધિન થઈ સ્વાર્થ ત્યાગી બન્યા હતા, ત્હેમાંજ અહર નિશ ખેંચાયા કરે છે. અંતઃકરણના શ્રાપિત નિવડતાં દુનિયાનું કલંક શું ઇષ્ટ છે ? પરમાત્મા શું ! આ સાહસથી ક્ષમાની વૃષ્ટિ નહિજ વર્ષાવે ? ઇન્સાફની વાટ જોવા હું રહ્યો હોત, તો દુનિયા કંઈક મિષ્ટિત્ વાણી ઉચરત પણ કદાચ ઉભયમાં એકાદ પક્ષ પ્રભુશરણ થાય. આજ કારણે, વળી પ્રાધાન્ય બળાકર્ષણથી ઉત્કૃષ્ટ શીરસ્તો આજ છે, એમ માની ન્યાયાન્યાયની દરકાર રહિત બની ત્હમારા મિત્રે ધારેલી ધારણા કબુલ કરી છે.

શબ્દોનું ભંડાર કંઈક મ્હારામાં ઓછું છે જેથી મારૂં હૃદય જોઇએ તેવા રૂપમાં આપને લખી શકતું નથી. છતાં જે કંઇક પ્રેરણાથી લખાય છે, તે ભલે દોષિત શબ્દો હોય પરન્તુ કૃપાની વૃષ્ટિ દર્શાવી, ક્ષમાની યાચના પૂરી પાડી, મ્હેને શાન્તવન આપશો. ઇષ્ટદેવ આપની ધારણાઓ પૂરી પાડી, આ દુનિયાનાં ઈષ્ટ કાર્યોમાં આપ નામાંકિત બની કર્તવ્ય પરાયણ નીવડો એટલીજ દવીકર સમ્પુટથી યાચના કરૂં છું.

મ્હારૂં એડ્રેસ ત્હમને સ્થાયી સ્થાન ભોકતા નીવડયા પછી આપીશ. કુદરત સદા ભૂ નિયમોને પોતાનું સ્થાન બદલાવતી નથી. અસ્તુ."

પત્ર લખાઈ રહ્યો, પોકેટ બંધ કરી, ચાલતી ટ્રેનમાં રવાના કરી પત્રને જંકશન સુધી સહાધ્યાયી બનાવ્યો.

પોતાનિ પાસે નોવેલ હતું, તેમાંથી કોઈ યુવકે પોતાના મિત્ર ઉપર કાગળ લખેલો તે વાંચવા બેઠો.

"પિશાચી મિલન્"

"નથી એ ભોગ અમૃતના, પિશાચી એ પકવાનો;
"અસુરને રાંધણે રાંધ્યાં, ન એ આરોગવા જાતો."

"મ્હારાં લખાણ કેવળ નિષ્ફળ નીવડશે? તેમાં રસસતા હો યા ન હો, પરન્તુ પુનઃ પુનઃ મ્હારા લખાણનો શુષ્ક પ્યાલો આપના અધર નજીક ધરૂં છું. પૂર્વના

જીવનમાં મ્હારા પ્રથમના મિલનને માટે ખરેખર! હું થયો ઇન્તેજાર હતો. તે મિલન, પિશાચી મિલનને માટે મ્હેં સર્વ શક્તિઓ વાપરી, અશક્તને નિષ્ફળ કીધી છે. છતાં પણ અફસોસ! તે મિલન મ્હને મળ્યું નથીજ. અને ભવિષ્યમાં હવે મળનાર પણ નથીજ.

" ઓ સ્નેહનાં હૃદય! ઉજ્વલ પૂત્ર પૂત્રી!
મા ભુલશો ત્હમે કદી......નિજ કુલ ધર્મ."
" ગુલ ચશ્મથી પણ ચાંપવાની એબ માનવ જાતને"
( કલાપી )

તથા " સ્વાર્થ વિના નવ પ્રીતિ દીઠી આ જગમાં"
(મહારગેતા કા૦)

ખરેખર! આ કેવળ તદન સત્ય છે. વળી મી૦ રૂસોના શબ્દોમાં " આ જનસમાજ તદન દુર્ગુણોથી ભરેલો છે " શું આમ નહિ માનવાને કોઇ સબળ કારણ દર્શાવી શકે તેમ છે? બેશક નહિજ! અરે! દર્શાવવા પ્રયત્ન કરે તો અનુભવથી અસત્ય ઠરે એમ છે. મ્હારા પોતાનાજ શબ્દોનું પ્રત્યક્ષ પ્રમાણ શું હજુ સાબીત નથી થઇ શક્યું? મી૦ રોજર એસ્કમ કહે છે તેમ " અનુભવનાં એકવીશ વર્ષ કરતાં શાસ્ત્રાભ્યાસનું ફક્ત એક વર્ષ વધારે શીખવે છે." બેશક આ વાકયને પ્રત્યક્ષ પ્રમાણની આવશકયતા છેજ નહિ. હું કહેતો હતો કે શાસ્ત્રીય

જ્ઞાન ત્હમારાથી શું ઉંચો નથી? ઉંચોજ છે, એમ ત્હમારે કબુલ કરવુંજ પડશે.

ભર્તૃહરિઃ—"વિક્રમ! આ વનફળમાં, કે કોઈ દિવસ અનાયાસે ઠોકર લાગતાં મળી આવતા સ્મશાનના લાડુમાં જે મધુરતાને સ્વર્ગીય સ્વાદ હું ચાખું છું તે પીંગળાની રસોઇથી ન હતો." આહા! કેવું સુમધુરૂં વાકય. હું આપને ભર્તૃહરિ શતક વાંચવા ફરમાવતો હતો. પણ ખેર! હવે "ભુલ્યા ત્યાંથી ફરી ગણો."

"હા પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું છે;
પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે."

વળી જે સ્ત્રીને આપણે પત્ની કરી શકીએ, તેજ સ્ત્રીને આપણે અનન્ત સુખી સ્વીકારી શકીએ. એવી તો ભાગ્યે એક પણ અહીંઆ મળી શકે. વખતે બાહ્ય દ્રષ્ટિથી મળી આવે, પણ તે તો ગુલાબી ચહેરા, અને તાજા રકતની પાછળ ભમનાર વ્યભિચારીજ હોય છે. આ શબ્દો મારા નથી પણ એક મહાન્ અલૌકિક વ્યક્તિના છે. બીજાને સુધારવા મ્હારૂં કમનસીબ કે સુધરતાં આંચકો ખાધો. હવે તો અફસોસ! હાય! અસ્તુતઃ અરબીમાં કહેવત છે કે "ઇન્સાન ભુલનું પુતળું છે." પણ તેની કંઈક હદ હોવી જોઇએ. પુનઃ ભુલ ન થાય તે માટે ધિક્કાર, તિરસ્કાર વૃત્તિથી સંયમ કરી શકાય તેમ છેજ.

મધુર કટાક્ષ વાર્તાલાપ, લાંબાલચ ભાષણો, તેમાંથી એક શબ્દ સત્ય નીવડયો છે? મ્હારા ભવિષ્ય કથનના પ્રાયઃ દરેક શબ્દ અરે! અક્ષરો પણ સત્યતાની પડઘમ નિરંતર હવે તો વગાડી રહ્યા છે. દુનિયા ગમે ત્યાં જાય હેની મ્હને પરવા નથી, પરન્તુ આપ ઉભય અને અન્ય મિત્ર વર્ગ, સ્નેહી વ્હાલાઓ વિગેરે માટે તો આમજ છેઃ—

"ત્હમોને કે અમોને કંઈ, નથી કંઈ સ્વાર્થની સોટી;
જીગરથી ચાહતા હોતે, અમર રાખો સદા મૈત્રી."

બસ આ પ્રમાણે ઉભય અને અન્ય મિત્રો વચ્ચે સદા રહો. મહાભારત અને રામાયણ, સમુદ્ર મંથન માટેનો દેવ્ય દૈત્યોનો વિગ્રહ, ચિતોડના ખંડેરો, કર્નાલનું યુદ્ધ, પાણીપતના વિગ્રહો ને વળી દિલ્હીનો કત્લેઆમ આ જાતિને આભારી છે. પૃથ્વીના ઇતિહાસમાં પૂજ્યપાદ મહારાજા ભર્તૃહરિના રાજપદને ત્યાગ કીધા પછીથી, આજ સુધીમાં દરેક દેશોમાં પ્રજાએ સ્રી નિમિત્ત ઘણુંજ સહ્યું છે. ને અન્ય પ્રાણીઓની કત્લો કરાવી છે, બલ્કે હજારો નિરાપરાધીઓના પ્રાણ હોમાયા છે. અરે! ઉત્કૃષ્ટ ઉદાહરણ પેરિક્લીસનો નાશ, પણ એક સ્રીએ કરાવ્યો હતો. આવી વૃથા જાતિને માટે કાલક્ષેપ કરવો; ભેજું બગાડવું, ઇષ્ટ ન લાગવાથીજ મ્હારી શોકમય કહાણી ખતમ કરૂં છું. અસ્તુતઃ અપૂર્ણ.

તા૦ ૩૦ અવકાશે વિશેષ રૂબરૂ. કેટલીક જાપાનિઝ કહેવતો ખડી લેવા લાયક હોવાથી આપને દર્શાવું છું.

૧ "ઉંદરને માટે બિલાડી રૂદન કરે તે ખરૂં ન જાણતા.

૨ ડાહ્યા પુરૂષોનાં મગજ ગુપ્ત મર્મની કણરો છે.

૩ વનિતાની જીભ એ ત્હેની તલવાર, ત્હેને કદી કાટ ચઢતો નથી.

૪ સ્ત્રીની ત્રણ તસુ લાંબી જીભ પાંચ હાથ લાંબા માણુસને મારી શકે છે.

૫ બધી પરણેલી સ્ત્રીઓ આદર્શ પત્નીઓ હોતી નથી તેમ પુરૂષનું પણ સમજવું.

૬ સાત છોકરાની મા પર પણ વિશ્વાસ ન કરવો."

પત્ર વંચાઈ રહ્યો વિચાર કરી પોતાની ઉપર આદર્શ લેતાં કંઇ આચકો ખાઇઃ-"ઓ પરમાત્મા ! શું આ પત્ર લખનારે સત્ય લખ્યું હશે ? શું અપવાદ રૂપ સ્ત્રીઓ વિશુદ્ધ પ્રેમાળ નથી ? કંઇ નહિ બેશક હું તેથી વિશુદ્ધ છું. લખનારની કંઈ અવલોકવામાં ખામી હશે. બાકી હું જોયા કરૂં છું કે વ્હાલી ગજરા કેટલા સહૃદયથી મ્હને નાનપણથી ચ્હાય છે. તેજ પ્રત્યક્ષ પુરાવો છે."

આ પ્રમાણે વિચારોની પ્રબળ સત્તામાં બાલુ સપડાયો.

# પ્રથમ ભાગ સમાપ્ત.

# જાહેર ખબર.



અમો ઘેર બેઠાં કલકત્તાથી ઓર્ડર પ્રમાણે ઘણાજ કિફાયત ભાવે ખાત્રીથી નીચે પ્રમાણે સામાન મંગાવી આપીએ છીએ. ફકત કમિશનથી ઓળખની ખાત્રી કરી માલ મળે તુર્ત નાણાં લઈશું.

ખાલી બારદાન દરેક જાતનાં, આસામની શુદ્ધ દેશી ત્રણ પ્રકારની ચા, સુતલી, એલ્યુમીનમનાં વાસણો સ્ટેશનરી સામાન, સ્વદેશી કલકત્તાના નાહવા ધોવાના સાબુઓ વિગેરે. વધુ ખુલાસો મળો યા લખો.

" ત્રિવેદી માર્ફત "

રાણીજીન ડભોઈ.